श्रीमद् बुद्धिसागरसूरिजी ग्रन्थमाला

યોગનિષ્ઠ અધ્યાત્મજ્ઞાનવિશારદ જૈનાચાર્ય

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીવિરચિત

# आत्मप्रकाश

માણસાના શેઠ વીરચંદભાઇ કૃષ્ણાજીના પત્ની શ્રાવિકા
બાઇ સમરથબાઇની દ્રવ્ય સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર
શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ
હા. વકીલ શા મોહનલાલભાઇ હિમચંદ
મુ. પાદરા

આવૃત્તિ બીજી — પ્રતિ ૫૦૦

મૂલ્ય રૂ. ૧-૮-૦

# નિવેદન



શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળના તરફથી પ્રકટ થતી, શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળના ગ્રંથાંક નેવુ મા તરીકે (૯૦) આ ગ્રંથ પ્રકટ કરતા અમોને ઘણો આનંદ થાય છે શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજીની ઓજસ્વીની કલમે લખાયેલ આત્મજ્ઞાનના ગૂઢ રહસ્યવાળા પરોપકારી પુસ્તકો પૈકીનો આ ગ્રંથ છે. આ ગ્રંથ ગુરૂ મહારાજે પ્રથમ લખેલો અને સં ૧૯૬૪ ની સાલમા માણસાનિવાસી શેઠ વીરચંદભાઈ કૃષ્ણાજીએ પોતાના મદ્દગત પત્નીશ્રી ચંચળબાઈના સ્મરણાર્થે તેમના પૂણ્યાર્થે કાઢેલી રકમમાથી છપાવેલ હતો જેની એક હજાર નકલો તેમણે વિના મૂલ્યે જીજ્ઞાસુઓને આપી હતી તે નકલો પૂરી થઇ જવાથી તેમજ આ ગ્રંથ આત્મજ્ઞાનના તથા ધર્મના જીજ્ઞાસુઓને અતિ ઉપયોગી અને સદ્બોધક હોવાથી તેની બીજી આવૃત્તિ આ મંડળ દ્વારા પ્રસિદ્ધ કરવામા આવે છે

આ ગ્રંથમા મુખ્ય વસ્તુમાં જડની અને ચેતનની વહે-

ચણી, આત્મા, અનાત્મા વિચાર, વૈરાગ્ય, ભાવના, સ્વરૂપ તત્ત્વ-
નિદર્શન, તથા અધ્યાત્મજ્ઞાનના પ્રકાશને વિસ્તારનાર અનેક ઉપયોગી અને મહત્વની તત્ત્વજ્ઞાનના ઉત્તમોત્તમ વિષયોથી ભરપુર હોવાથી તેનું નામ આત્મપ્રકાશ સાર્થક છે. આ ગ્રંથમાંથી ભવિ જીવોને, વ્યવહાર અને નિશ્ચયનયને જાણવાના જીજ્ઞાસુઓને, તથા આત્મ રમણતામાં રમવાની ઇચ્છાવાળા આત્માર્થીઓને ઘણુંજ જાણવાનું તથા શીખવાનું મળે તેમ છે. શાસ્ત્ર વિશારદ યોગનિષ્ઠ આધ્યાત્મજ્ઞાનમહોદધિ સમર્થ કવિરત્ન, અનેક સંસ્કૃત તથા પ્રાકૃત ગદ્ય તથા પદ્ય મહાગ્રંથોના રચિયતા આચાર્ય મહારાજની પરમ તેજસ્વીની લેખિનીથી ભારત વર્ષ હવે સારી રીતે જ્ઞાત છે, તેમને તેઓશ્રીના જ્ઞાનનો પરિચય કરાવવો તે કોડીયાના દીપકવડે સૂર્ય બતાવવા સરખું છે. આ ગ્રંથમાં રહેલા રસનો આસ્વાદ કરનાર તેના ગૂઢત્વ મહત્વ અને વિશિષ્ઠતાને સારી રીતે સમજી અનુભવી શકશે. આ મંડલ, પ્રસિદ્ધ થતા ગ્રંથો પડતર અને તેથીયે ઓછા મૂલ્યે જન સમાજમાં જ્ઞાનનો પ્રસાર થાય તે હેતુને લક્ષ્યમાં રાખી વેચે છે અને આમ સેંકડો ગ્રંથો પ્રકાશ કરી ફેલાવવાનું કાર્ય આ મંડળ અસ્ખલિતપણે કરી રહ્યું છે, અને પાસે જાથુકનું સારૂ ફંડ ન હોવા છતાં પણ ધર્મ જીજ્ઞાસુ ઉદારાત્માઓની સહાયથી પણ કાર્ય કરે જાય છે.

આ પુસ્તકની પ્રસિદ્ધ કરવમા માણુઆનિવાસી શેઠ વીર-ચદભાઇ કૃષ્ણાજીએ રૂ. ૪૦૦ ) ની આર્થિક મદદ પોતાની પત્નીના નામથી આપી છે, આવો જ્ઞાન પ્રસાગનો લાભ લેવા માટે ઉકત શેઠનો આ મડળ ધન્યવાદ પૂર્વક આભાર માને છે

ૐ શાતિ

મુ પાદરા, માઘ કૃષ્ણ ૮ અષ્ટમી } વકીલ શા મોહનલાલ હિમચદભાઇ

# प्रथमावृत्ति प्रस्तावना



## ॥ समुद्देश ॥

### ॥ सम्मतितर्क ॥

सर्वस्यैव हि शास्त्रस्य,—कर्मणो वापि कस्यचित् ।
यावत् प्रयोजनं नोक्तं, तावत् तत् केन गृह्यते ॥१॥

अनिर्दिष्ट फलं सर्वं, न प्रेक्षापूर्वकारिभिः ।
शास्त्रमाद्रियते तेन, वाच्यमग्रे प्रयोजनम् ॥ २ ॥

शास्त्रस्य तु फले दृष्टे, तत्प्राप्त्याशावशीकृताः ।
प्रेक्षावंतः प्रवर्तन्ते, तेन वाच्यं प्रयोजनम् ॥ ३ ॥

यावत् प्रयोजनेनास्य, संबंधो नाभिधीयते ।
असंबंधप्रलापित्वाद्, भवेत्तावदसङ्गतिः ॥ ४ ॥

तस्माद् व्याख्यांगमिच्छद्भिः सहेतुस्स प्रयोजनः ।
शास्त्रावतारसंबंधो, वाच्यो वान्यस्तु निष्फलः ॥ ५ ॥

સર્વ શાસ્ત્રનુ વા કોઇ કર્મનુ પ્રયોજન જ્યા સુધી કહેવામા આવતુ નથી, ત્યાસુધી તે કોનાવડે ગ્રહણ કરાય ? માટે પ્રત્યેક ગ્રન્થનુ પ્રયોજન ગ્રન્થાર ભે શિષ્ઠપુરૂષોએ કથન કરવુ જોઇએ. પ્રેક્ષાવ ત ભવ્યોવડે જેનું ફલ કહ્યુ નથી, એવુ શાસ્ત્ર આદરવાળુ થતુ નથી માટે તેનુ પ્રયોજન કહેવુ જોઇએ, અમુક શાસ્ત્રથી વાચકને અમુક જ્ઞાનદ્વાર અમુક ફલ થાય છે એમ ફલ દેખતે છતે તેની પ્રાપ્તિની આશામા વશીભૂત પ્રેક્ષાવ ત પ્રવર્તે છે, માટે પ્રયોજન કહેવુ જોઇએ-પ્રયોજનવડે ગ્રન્થનો સ બ ધ જ્યા સુધી કહેવામા આવ્યો નથી, ત્યાસુધી અસ બ ધ પ્રલાપથી ગ્રન્થની અગ ગતિ થાય છે તે માટે વ્યાખ્યાનાગ ઇચ્છાવાળાઓએ હેતુસહિત પ્રયોજનવાળો શાસ્ત્રાવતાર સ બ ધ કહેવો જોઇએ અન્યથા સત્પુરૂષો નિષ્ફલપણુ કથે છે તેમ સમ્મતિતર્કવૃત્તિકારના મત પ્રમાણે આ આત્મપ્રકાશ ગ્રન્થનુ પ્રયોજન કહેવુ જોઇએ આત્મપ્રકાશ ગ્રન્થ કરવાનુ પ્રયોજન એ છે કે તે ગ્રન્થ વાચીને સર્વ ભવ્યો પોતાના આત્મસ્વરૂપને ઓળખે સર્વજ્ઞાન કરતા આત્મજ્ઞાન શાસ્ત્રોમા અપેક્ષાએ મોટુ કહ્યુ છે. આત્મજ્ઞાન બે પ્રકારનુ છે ૧ મિથ્યા આત્મજ્ઞાન ૨ બીજુ સમ્યગ્ આત્મજ્ઞાન-તેમા પ્રથમ મિથ્યા આત્મજ્ઞાન કહેનાગ દુનિયામા ઘણા શાસ્ત્રો છે, તેથી આત્મજ્ઞાનને બદલે આત્માનું અજ્ઞાનજ થાય છે, અને તેથી ઇષ્ટકર્તવ્યની પરાઙ્મુખતાથી ભવભ્રમણની વૃદ્ધિ થયા કરે છે.

માટે આત્મજ્ઞાન એટલા શબ્દથી રાજી ન થતાં સમ્યગ્ આત્મજ્ઞાન શું છે, અને તેના વકતા કોણ છે? તેની પરીક્ષા કરવી જોઇએ. અમો કહીશું કે-પૂર્વાપર અવિરૂદ્ધ વચનના ભાષણકર્તાશ્રી સર્વજ્ઞ વીરપ્રભુએ આત્મસ્વરૂપ યથાતથ્ય કેવલજ્ઞાનથી જાણી ભવ્યજનોને ઉપદેશ્યું છે. તે આત્મસ્વરૂપનું વર્ણન સૂત્રોમાં છે. તે સૂત્રસમુદ્રમાંથી બિંદુની પેઠે ઉદ્ધાર કરી સમ્યગ્ આત્મસ્વરૂપ આ ગ્રન્થમાં પ્રકાશ્યું છે. માટે—આ ગ્રન્થનું નામ, આત્મપ્રકાશ સાર્થક રાખવામાં આવ્યું છે. સર્વજ્ઞવાણી અનુસાર આ ગ્રન્થ રચ્યો છે તેથી તે ગ્રન્થમાં પ્રમાણતા આવે છે. કારણ કે-आप्तोक्तं वाक्यं प्रमाणं આપ્તપુરૂષે કહેલું વાકય પ્રમાણ છે-માટે આત્મપ્રકાશ ગ્રન્થ પણ પ્રમાણભૂત ઠરે છે. શ્રી સમ્મતિતર્કમાં પણ કહ્યું છે કે-પ્રમાણનું લક્ષણ.

॥ श्लोक ॥

तत्रापूर्वार्थविज्ञानं, निश्चितं बाधवर्जितम् ।
अदुष्टकारणारब्धं, प्रमाणं लोकसंमतम् ॥ १ ॥

એ પ્રમાણલક્ષણની સંગતિ પણ આત્મપ્રકાશ ગ્રન્થમાં જીજ્ઞાનુસારીપણાથી થાય છે. આત્મપ્રકાશગ્રન્થ વાચક છે, અને આત્મસ્વરૂપ વાચ્ય છે. માટે આ ગ્રન્થનો અને આત્મસ્વરૂપનો વાચ્ય વાચકભાવ સંબંધ જાણવો આત્મ-સ્વરૂપનો પ્રકાશ કરવો, કરાવવો, એ ગ્રન્થરચનનો હેતુ છે અને

તેનુ ફલ મોક્ષપ્રાપ્તિ છે તેમા આ ગ્રન્થ ઉપાયભૂત છે અને મોક્ષ ઉપેય છે મોક્ષાધિકારી થવાને આ ગ્રન્થ યોગ્યતા બતાવે છે આ ગ્રન્થ વ્યવહારનુ અને નિશ્ચયનુ સમ્યક્ પ્રતિપાદન કરે છે જો કે આ ગ્રન્થ અધ્યાત્મ શાસ્ત્રનો છે અને તેમા નિશ્ચયનયનુ વિશેષ વર્ણન છે તોપણ વ્યવહારનયને કારણ પરત્વે આદેય બતાવવામા ખામી ગણી નથી અધ્યાત્મજ્ઞાનનુ વિશેષ વિવેચન કર્યું છે તે અધ્યાત્મજ્ઞાન અર્થે છે, પણ તેથી વ્યવહારનો લોપ કરવા માટે નથી તેમ જ્યા વ્યવહારનુ વિશેષ પ્રતિપાદન કર્યું છે ત્યા એમ સમજવુ કે ભવ્યજનોની વ્યવહાર ધર્મમા પ્રવૃત્તિ સૂચવી છે, પણ નિશ્ચયનયનુ ખડન કર્યું નથી. આ ગ્રન્થમા પ્રથમ અહવૃત્તિનુ સ્વરૂપ બતાવ્યુ છે ત્યારબાદ અહવૃત્તિના નાશ માટે ષડ્દ્રવ્યનુ તથા સાતનયોનુ જ્ઞાન બતાવ્યુ છે, અને પશ્ચાત્ સાધ્યતત્ત્વ છેલ્લા દુહાઓમા બતાવ્યુ છે તેમજ જ્ઞાન, ક્રિયા, એ બેથી મુક્તિ મળે છે એમ સર્વ શાસ્ત્રસારાશ દર્શાવ્યો છે એકલા જ્ઞાનથી પણ મુક્તિ નથી તેમજ એકલી ક્રિયાથી પણ મુક્તિ નથી. બેથી મુક્તિ છે શ્રી સિદ્ધસેનદિવાકર સૂરિ કહે છે કે—

परस्पर कोऽपि योगः क्रियाज्ञानविशेषयोः
स्त्रीपुसयोरिवानन्द, प्रसूते परमात्मजम् ॥ १ ॥
भाग्य पगूपमं पुंसां, व्यवसायोऽन्धसन्निभः
यथा सिद्धिस्तयोर्योगे तथा ज्ञानचरित्रयोः ॥ २ ॥

પરસ્પર ક્રિયામાં અને જ્ઞાનમાં એવું માહાત્મ્ય રહેલું છે કે તે સ્ત્રીપુરૂષની પેઠે પરમાત્માનંદને ઉત્પન્ન કરે છે. પુરૂષોનું ભાગ્ય પંગુ સમાન છે અને વ્યવસાય એટલે વ્યાપાર; ક્રિયા અંધ સમાન છે, પણ તે બેનાસંયોગે જેમ કાર્યની સિદ્ધિ થાય છે તેમ જ્ઞાન અને ચારિત્ર એટલે સંયમક્રિયા એ બેનેવિષે મોક્ષરૂપકાર્યની સિદ્ધિ જાણવી. આત્મજ્ઞાનથી સમ્યગ્ વિવેક પ્રગટવાથી અંતરાત્મની શુદ્ધિ થાય છે, અને બાહ્યશુદ્ધિ તો વ્યવહાર ધર્મક્રિયારૂપ સંવરથી થાય છે. તે વિષે શ્રી સિદ્ધસેનસૂરિચરણ નીચે મુજબ કહે છે—

॥ श्लोक ॥

अन्तस्तत्त्वं मनःशुद्धिः बहिस्तत्त्वं च संयमः ॥
कैवल्यं द्वयसंयोगे तस्माद् द्वितयभाग् भव ॥

ઇત્યાદિથી જ્ઞાનક્રિયા પર્યુપાસના જૈન શાસ્ત્રોમાં રૂડી રીતે સિદ્ધ થાય છે તેને દર્શાવનાર આત્મપ્રકાશ છે આત્મા જેનાવડે પ્રકાશે તે આત્મપ્રકાશ ગ્રન્થ છે, આત્મપ્રકાશ ગ્રન્થમાં મતિદોષથી કોઇ સ્થાને જીનાજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય તેની હું સંઘની પાસે ક્ષમા ચાહું છું, અને તે ભૂલને સજ્જન પંડિતો સુધારી લેશે. આ ગ્રન્થમાં અસત્ય જે કંઇ લખાયું હોય તો તેને કોઇએ દૃષ્ટિરાગથી સત્ય માનવું નહિ. સાપેક્ષ ગંભી-

રનયવડે આ ગ્રન્થમા આત્મસ્વરૂપ સબધી વિવેચન કર્યું છે શ્રી સર્વજ્ઞપ્રભુએ બે પ્રકારનો મોક્ષમાર્ગ બતાવ્યો છે ૧ સાધુ માર્ગ ૨ શ્રાવકમાર્ગ એ બે માર્ગથી મોક્ષનગરીમા જવાય છે. તે બે માર્ગમા પણ પ્રવૃત્તિ કરવામાટે આત્મજ્ઞાનની આવશ્યકતા છે માટે આ ગ્રન્થ વાચવાથી વૈરાગ્ય સવેગ નિર્વેદદ્વારા મોક્ષની આરાધના થશે દુહા રૂપે આ ગ્રન્થ બનાવ્યા બાદ માણસાના સુશ્રાવક શા વીરચદભાઈ કૃષ્ણાજીની વિનતિથી ભણાવવા માટે તેનુ વિવેચન કર્યું છે, અને તેઓજ આ ગ્રન્થને છપાવી હજારો ભવ્યજીવોને જ્ઞાનદાન આપવામા સહાયકારી બન્યા છે અમદાવાદમા–શાહીભાગમા શ્રાવક ઝવેરી લલ્લુભાઈરાયજીના બગલામા આ ગ્રન્થના દુહાઓને ઝવેરી મગળભાઈ ( ભોગીલાલ ) તારાચદભાઈએ વાચ્યા હતા તેમને વાચ્યાથી બહુ આનદ મળ્યો હતો, તેથી તેમને પણ વિજ્ઞપ્તિ વિવેચન માટે કરી હતી, હાલના સમયમા લોકોનુ અધ્યાત્મમાર્ગમા વિશેષ વલણ થયુ છે તેથી કેટલાક કેટલાક જૈનો, એકાત મિથ્યાત્વના અધ્યાત્મ ગ્રન્થો વાચે છે તેથી તેઓને પણ સમ્યગ્ જૈનશાસનના અધ્યાત્મજ્ઞાનમા દોરવાને આ ગ્રન્થ બહુ ઉપયોગી થઈ પડશે, કેટલાક ફક્ત અધ્યાત્મ ગ્રન્થો વાચી શુષ્કજ્ઞાની બની સદ્વર્તન ઉચ્ચ આચાર વ્યવહાર ક્રિયાથી ભ્રષ્ટ બને છે તેઓને આ ગ્રન્થ સારા વિચારો આપી આ-

ચારવિચારની ઉચ્ચ કોટિના સદ્વર્તનમાં અને વ્યવહારધર્મ-વ્રતોમાં સ્હાયકારી બનશે. તેમજ કેટલાક એકાંત અજ્ઞપણાથી ધર્મક્રિયા કરે છે અને આત્મજ્ઞાનમાર્ગમાં કંઇ પણ સમજી શકતા નથી તેવા ભવ્યજનોને આ ગ્રન્થ તત્ત્વનું સ્વરૂપ સમજાવશે, અને ધર્મની ક્રિયાઓમાં વિશેષ રૂચિ કરાવશે. હાલના સમયમાં સંસ્કૃત ભાષામાં તથા માગધીભાષામાં રચેલા ધર્મધુરંધર પૂજ્ય હરિભદ્ર, હેમાચાર્ય, શ્રી યશોવિજયજી, જેવાના ગ્રન્થોનું ગુજરાતી ભાષામાં ભાષાંતર કરાવવું પડે છે, તેનું કારણ એછે કે માગધી અને સંસ્કૃતમાં રચેલા ગ્રન્થોના અભ્યાસી અલ્પ છે અને ગુજરાતી ભાષાના જાણકાર ઘણા છે. માગધી અને સંસ્કૃતગ્રન્થોનું પણ જ્યારે ગુર્જર ભાષામાં ભાષાંતર કરવું કરાવવું પડે છે, અને તેથી લોકોને ધર્મજ્ઞાનનો લાભ મળે છે તો અમોએ પણ સર્વભવ્યોને લાભ મળવા માટે ગુજરાતી ભાષામાં ગ્રન્થ રચ્યો છે અને તેથી ગુજરાતી સાહિત્યમાં વધારો દેખી સાહિત્યના ઉપાસકો આનંદ માનશે, આ ગ્રન્થથી—ભવ્યજનો ધર્મતત્ત્વની પ્રાપ્તિ કરો. એજ.

શુભાશા.

ॐ शांतिः शांतिः शांतिः ३

---

દ્વિતીયાવૃત્તિ

# પ્રસ્તાવના.



વિક્રમ સવત ૧૯૬૨ ના માઘ શુદિ વસત પંચમીએ આત્મપ્રકાશ ગ્રથના ૧૬૬ દુહા રચીને ધુળેવામા-કેશરીઆજી મા પૂર્ણ ગ્રથ કર્યો હતો, અને તે ગ્રથના દુહાગ્ચવાનો આરભ વિક્રમ સવત્ ૧૯૬૨ ના માગશર સુદિ ૨ ના રોજ ઇડરગઢમા કરવામા આવ્યો હતો ત્યારબાદ વિજાપુરના પાડેચીઆ શ્રાવક શા વાડીલાલ હરિચદની વિધવા બ્હેન પાલી બ્હેને શ્રી કેશરીઆજીનો સઘ કહાડયો હતો તે સઘમા અમારા ગુરૂ મહારાજ શ્રી સુખસાગરજી મહારાજનો તથા મુનિમહારાજ શ્રી રગસાગરજીનો કેશરીઆજીની યાત્રાનો ભાવ થવાથી ગુરૂ મહારાજ સાથે કેશરીઆજીના સઘમા જતા ગામોગામ સ્થિરતાનો વખત મળતા અહમદ નગર, રૂપાલ, ટીંટોઇ, શામળાજી, વિછીવાડા, ડુગરપુર અને છેવટે કેશરીઆજીમા આ ગ્રથની રચના પૂર્ણ કરવામા આવી અને આ ગ્રથ દુહા તરીકે ધુળેવામા કે જ્યા પન્ન્યાસ શ્રી રૂપવિજયજી મહારાજની દેહરી ઉચી ટેકરી ઉપર છે ત્યા પૂર્ણ કર્યો, પશ્ચાત્ કેશરીઆજીની યાત્રા કરીને ઇડર થઇ

વિજાપુર આવવાનું થયું અને વિજાપુરથી પ્રાંતિજમાં ગુરૂ મહારાજની સાથે આવવાનું થયું. પ્રાંતિજના કેટલાક શ્રાવકો ને આ ગ્રંથ પસંદ પડયો અને તેમણે આ ગ્રંથના ઉપર વિવેચન કરવા માટે વિનંતિ કરી તે વખતે અમોએ તે ઉપર વિવેચન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. પશ્ચાત્ પ્રાંતિજથી વિહાર કરીને મહુડી થઇ વિજાપુરમાં જવાનું થયું અને વિજાપુરથી લોદરા અને લોદરાથી માણસા જવાનું થયું. માણસામાં શા. વીરચંદભાઇ કૃષ્ણાજીએ આ ગ્રંથ વાંચ્યો અને તેના ઉપર વિવેચન કરવા ખાસ આગ્રહ કર્યો, અને તેથી તેમની વિનંતી માન્ય રાખી વિવેચન કરવાનો વિચાર કર્યો. માણસામાં શા. બાલાભાઇ અનુપચંદ, અધ્યાત્મજ્ઞાનના ઘણા રાગી થયા હતા અને તેમને ધર્મની લગની ઘણી સારી લાગી હતી. બાલાભાઇ ઉપર તેમના સસરા શેઠ દલસુખભાઈ સરૂપચંદ કે તે અધ્યાત્મજ્ઞાની હતા તેમની અસર થઇ હતી. સુશ્રાવક શા. બાલાભાઇના સંબંધથી શા. વીરચંદ કૃષ્ણાજીની તત્વજ્ઞાનની ઇચ્છા ઘણી વધી અને તેમણે અમારી પાસે નવતત્વ, જીવાદિ સ્વરૂપ, આગમસાર, નયચક્ર, શ્રીમદ્ દેવચંદ્ર ચોવીશી, તથા શ્રીમદ્ આનંદઘનજીની ચોવીશી, દ્રવ્યગુણપર્યાય રાસ વિગેરે ગ્રંથોનું અધ્યયન કર્યું, વીરચંદભાઇની તીક્ષ્ણ બુદ્ધિ હોવાથી તથા તાર્કિક બુદ્ધિ હોવાથી તેમણે અનેક શંકાઓ પુછીને તેના સમાધાન પૂર્વક ગ્રંથોનું

અધ્યયન કર્યું, અને તેથી તેમની સમકિતની શ્રદ્ધા ઘણી દૃઢ થઇ અને આગમોના શ્રોતા થવા માટે યોગ્ય અધિકારી થયા એથી તેમની વિનંતિ માન્ય રાખી ને પેથાપુર થઇ અમદાવાદ ચોમાસુ કર્યું તે વખતે ગ્રથ ઉપર વિવેચન લખવાનુ શરૂ કર્યું અને માણુંદમા વિક્રમ સ. ૧૯૬૩ ની સાલમા ચોમાસુ ત્યાના સઘના આગ્રહથી કર્યું, તે વખતે ત્યા બાકી રહેલા દુહાઓ ઉપરનુ વિવેચન વિ સ ૧૯૬૩ ના શ્રાવણ શુદિ ૧૫ ના રોજ પૂર્ણ કર્યું, અને ગ્રથ પૂર્ણ કર્યો, અને ત્યા છેવટે ગ્રથની પ્રશસ્તિ રચી અને માણુસાના સુશ્રાવક શા વીરચદભાઇના આગ્રહથી આ ગ્રથ તેમના હિતાર્થે રચ્યો છે, એમ પ્રશસ્તિમા દર્શાવ્યુ છે અને આ ગ્રથ શા૦ વીરચદ કૃષ્ણાજીના આગ્રહથી તેમના પુત્ર શા ચદુલાલ વીરચદ તથા શા ભોગીલાલ વીરચદની સ્વર્ગવાસી માતુશ્રી ચચળબાઇના પુણ્યસ્મરણાર્થે કઢાડેલા રૂપીઆમાથી આ ગ્રથ પ્રથમાવૃત્તિ તરીકે અમદાવાદ સત્ય વિજય પ્રિન્ટીગ પ્રેસમા વિ૦ સ૦ ૧૯૬૪ મા છપાવીને પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો, અને તેની પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના પણ તે સાથે છપાવીને પ્રસિદ્ધ કરી હતી કે જે પ્રસ્તાવના ઉપયોગી હોવાથી દ્વિતીયાવૃત્તિ પ્રસગે પણ કાયમ રાખી આ પુસ્તક જોડે જોડી દેવામા આવી છે, આત્મપ્રકાશ ગ્રથમા અધ્યાત્મ જ્ઞાન, દ્રવ્યાનુયોગ જ્ઞાન, ઘણુ પ્રકાશિત થયુ છે, અને તેની કોપીઓ જે પહેલા

છપાવવામાં આવી હતી તે ઘણી ખરી ખપી ગઈ હતી, જૈનકોમ તેમજ જૈનેતર કોમ તરફથી પણ તેની ઘણી માગણીઓ થતી હતી. તેથી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળના વહીવટ કરનાર સુશ્રાવક વકીલજી શા. મોહનલાલભાઈ હિમચંદભાઈ વિગેરેની વિનંતિથી આત્મ પ્રકાશ ગ્રંથ છપાવીને અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ ગ્રંથમાળાના મણકા તરીકે પ્રસિદ્ધ કરવાની ઇચ્છા થઈ. એવા પ્રસંગમાં વિ. સ. ૧૯૮૦ ના પોષ વદિ ૯ ના રોજ મહુડી (મધુપુરી) માં માણસાના સુશ્રાવક શા. વીરચંદ કૃષ્ણાજી દર્શનાર્થે આવ્યા હતા, તેમણે તે વખતે ત્યાં આત્મ પ્રકાશની દ્વિતીયાવૃત્તિ પણ પોતાની બીજી પત્ની શ્રાવિકા સમરથના સ્મરણાર્થે છપાવવાની ઇચ્છા પ્રસિદ્ધ કરી અને તે ઇચ્છાને વકીલ શા મોહનલાલભાઈ હિમચંદભાઈએ માન્ય રાખી અને આત્મપ્રકાશ ગ્રંથ છપાવવા માટે વડોદરા લુહાણામિત્ર સ્ટીમ પ્રેસમાં સ. ૧૯૮૦ ના જેઠ માસમાં આપ્યો અને તે ગ્રંથ સ ૧૯૮૧ ના પોષ માસમાં સંપૂર્ણ છપાઈ ગયો. શા. વીરચંદભાઈ કૃષ્ણાજીએ આ ગ્રંથ છપાવવામાં રૂ. ૪૦૦ ની મદદ કરી છે. આત્મપ્રકાશ ગ્રંથના ફરમા સુધારવામાં અમને પેથાપુરવાસી શા રમણિકલાલ ડાહ્યાભાઈ તથા શા મોતીલાલ પાનાચંદ તથા શા મણિલાલ હીરાચંદ વિગેરેએ ચોમાસામાં સહાય કરી છે. માટે તેમને ધન્યવાદ આપવામાં આવે છે. આ ગ્રંથનું અશુદ્ધિ શુદ્ધિપત્રક પણ આ

માર્યે છપાવવા આવ્યું છે. પ્રેસના ઘસાયેલા ટાઇપ દોષ વિગેરે થી જે કઇ અશુદ્ધિ થયેલી હોય તથા વીતરાગ શ્રી જીનેશ્વર ભગવાનની આજ્ઞા વિરૂદ્ધ જે કઇ લખાયુ હોય તેની ગ્રથની આગળ ક્ષમાપના પૂર્વક માફી માગુ છું, તથા ગીતાર્થ મુનિવરોને વદન પૂર્વક વિજ્ઞપ્તિ કરૂ છુ કે આ ગ્રથમા છદ્મસ્થ દૃષ્ટિથી જે કઇ અસત્ય લખાયુ હોય તેને સુધારશો કારણુ કે શ્રી ગૌતમ સ્વામી જેવા છદ્મસ્થદૃષ્ટિથી બોલવામા ભૂલ કરે તો મારા જેવા અલ્પજ્ઞાનીની તો શી વાત કરવી ! માટે ભૂલો રહી જાય તેમા કાઇ આશ્ચર્ય નથી. ગીતાર્થ મુનિવરો આ ગ્રથમા જે કઇ અશુદ્ધતા બતાવશે તો તેનો તૃતીયાવૃત્તિમા સુધારો કરવામા આવશે इत्येव ॐ अर्ह महावीर

शान्ति शान्ति शान्ति

મુકામ — લે બુદ્ધિસાગર

પ્રાંતિજ — વિ. સ ૧૯૮૧ ના માઘ સુદિ ૧૨

---

# अर्पण पत्रिका.

( अमदावादी जैन दातार शेठ लल्लुभाइ रायजी )

મારી સાથે તમારો પરિચય વિ. સં ૧૯૬૨ મા અમદાવાદમા થયો હતો તમને વૈરાગ્યભાવનાની ઘણી રૂચિ હતી અમદાવાદમાં અમારા ઉપદેશથી તમને જૈન ધર્મની શ્રદ્ધામા વૃદ્ધિ થઇ અને તમોએ અમારા ઉપદેશથી અમદાવાદમા તમારા નામે શેઠ લલ્લુભાઇ રાયજી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક બોર્ડીંગની સ્થાપના કરી હતી (વિ સં ૧૯૬૨ આસો સુદિ દશમે) તમોએ ગરીબોને દાનમા હજારો રૂપૈયા આપ્યા દવા કરાવવામા દર્દીઓને હજારો રૂપૈયાની સહાય આપી અનાથ ગરીબોને સહાય કરવામા તમોએ લાંબા હાથ કરી દાન દીધુ તથા જૈન ગરીબ વર્ગની તમોએ જેટલી સંભાળ લીધી અને ગરીબ જૈનોને તમોએ જેટલી સહાય કરી તેટલી બીજાએ ભાગ્યે કરી હશે. શેઠ લલ્લુભાઇ પોતાના હાથે લક્ષ્મી રળ્યા હતા જૈ૦ શ્વે૦ બો૦ વિદ્યાર્થીઓની દરેક હરકત દૂર કરતા હતા ઓશવાળી જૈનો પૈકી જે કોઇ ગરીબ તેમની પાસે આવતો હતો કે તુર્ત ખાનગીમા તેને મદત કરતા હતા અને બેઠા પણ તેની જીંદગી નિભાવતા હતા. હિંદુ મુસલમાન વગેરે દરેક ગરીબને આશ્રય આપવામા ઉદાર હતા શેઠ, મણિભાઇ પ્રેમાભાઇ, શેઠ લાલભાઇ દલપતભાઇ, શેઠ, જેશંગભાઇ

હઠીશંગ, શેઠ મયાભાઇ પ્રેમાભાઇ, શેઠ, મનસુખભાઇ ભગુભાઇ, શેઠ વીરચંદ દીપચંદ. વગેરે જૈન શેઠિયાઓ સાથે તેમનો ઘણો સારો સંબંધ હતો અને હાલ એ શેઠિયાઓ નથી તોપણ તેઓના યશરૂપ અક્ષર દેહની સાથે શેઠ લલ્લુભાઇ રાયજી પણ જૈનોમાં જૈન સહાયક તરીકે સર્વત્ર પ્રસિદ્ધ છે. શેઠ લલ્લુભાઇને અમારી પાસે ભજન પદો સાંભળવાની ઘણી રૂચિ હતી, તથા તેમણે અમારાં અનેક ધાર્મિક વ્યાખ્યાન સાંભળ્યાં હતાં, આઠ નવ વર્ષ સુધી તેઓ અમારા પરિચયમાં આવ્યા હતા. તેમના શાહીબાગના બંગલામાં અમોએ એક માસ કલ્પ કર્યો હતો ત્યાં પૂજાઓ ભણાવવામાં આવતી હતી, કલેકટર કમીશનર વગેરે સરકારી અમલદારો સાથે પણ શેઠનો સારો સંબંધ હતો. જાહેર સાર્વજનિક કાર્યોમાં પણ તેઓ આર્થિક મદત કરતા હતા. તેમને મીલો છતાં સટ્ટાનું વ્યસન પડી ગયું હતું, તેમની પત્ની શ્રાવિકા માણેકબેન અને નારંગીબેનના કહેવાથી શેઠને અમોએ સટ્ટો નહીં કરવાનું ભજન જોડી સંભળાવ્યું હતું અને સટ્ટો નહીં કરવા માટે ઉપદેશ આપ્યો હતો પણ તેમનાથી સટ્ટાનું વ્યસન ટળ્યું નહીં અને તેથી તેમની આર્થિક સ્થિતિ નરમ પડી. જો તેમની પાછળથી આર્થિક સ્થિતિ સારી રહી હોત તો જૈન શ્વે૦ બો૦ ની ઉન્નતિ હાલ જુદા પ્રકારની હોત. ભાવીભાવ આગળ કોઇનો ઉપાય ચાલતો નથી. શેઠને મરણ પામે અગિયાર વર્ષ થયાં છે પણ તે યશરૂપી

અક્ષરદેહે જીવતા છે,તેમના પુત્ર શેઠ ચ દુલાલ તથા કેશવલાલ તથા બબાભાઇ તથા રતિલાલ એ ચાર પૈકી હાલ રતિલાલ વિના ત્રણ વિદ્યમાન છે શેઠ ચ દુલાલ તથા કેશવલાલ શેઠની આર્થિક સ્થિતિ સુધરવા લાગી છે અને તેઓ વખત આવશે ત્યારે જૈનશ્વેતાબર લલ્લુ રાયજી જૈન બોર્ડીંગને સારી મદત કરવાની અભિલાષા રાખે છે,તથા ગુજરાત કોલેજની પાસે એક જૈનબોર્ડીંગનુ મકાન કરાવી ત્યા બોર્ડીંગની વ્યવસ્થા કરવા વિચાર કરે છે. બોર્ડીંગના મેબરોમા શેઠ ચ દુલાલ લલ્લુભાઈ છે અને તે તથા કેશવલાલભાઇ તથા શેઠ બબુભાઇ પોતાની પિતાની યાદગીરી કાયમ રાખવા અભિલાષા રાખે છે શાસન દેવો, તેમને સહાય કરો જૈનબોર્ડીંગના પ્રમુખ તરીકે હાલસુધી શેઠ જગાભાઇ દલપતભાઈ હતા, તેમની જગોએ હાલ શેઠ કસ્તુરભાઈ લાલભાઈ દલપતભાઈ કે જે હાલમા હિદ ચોયસરાયની મોટી ધારાસભામા મેબર તરીકે ચુટાયા છે તેઓ પ્રમુખ તરીકે નિમાયા છે શેઠ લલ્લુભાઇ રાયજીએ ખાનગીમા હજારો રૂપૈયાની સખાવત કરી છે તેમને તત્ત્વ-જ્ઞાન આત્મજ્ઞાન ઉપર રૂચિ હતી, તે અમાગ ભક્ત શ્રાવક હતા, તેથી તેમના ગુણાનુરાગે તેમને આ પુસ્તકની અર્પણ પત્રિકા કરીને તેમના આત્માનુ ભલુ ઇચ્છવામા આવે છે.

इत्येव ॐ अर्हंमहावीर शान्ति ३

વિ સ ૧૯૮૧ ફા સુ. ૩.

મુ. વિજાપુર (ગુજરાત). બુદ્ધિસાગરસૂરિ

ॐ अर्हम्

# श्री आत्मप्रकाशनुं शुद्धिपत्रकम्

| पृष्ठ | पंक्ति | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| ૬ | ૧૯ | શંસય | સશય |
| ૭ | ૨ | શશય | સશય |
| ૧૫ | ૫ | ષડદ્રવ્ય | ષડ્દ્રવ્ય |
| ૨૧ | ૧૧ | પરિમાણુ | પરમાણુ |
| ૨૫ | ૨૧ | બદર | બાદર |
| ૨૮ | ૧૬ | દ્રવ્ય | દ્રવ્યુ |
| ૨૮ | ૧૭ | સ્વરૂપ | સ્વરૂપ |
| ૨૯ | ૩ | વૈરોષિક દર્શન | વૈશેષિક દર્શન |
| ૬૧ | ૧૩ | શાગ્ગીક | ગારારક |
| ૭૦ | ૧૫ | પ્લાલા | પ્યાલા |
| ૧૦૨ | ૮ | ચૈતન | ચેતન |
| ૧૦૩ | ૭ | સ્વભૂપ | સ્વરૂપ |
| ૧૧૨ | ૧૫ | ઉત્કૃષ્ટા | ઉત્કૃષ્ટ |
| ૧૧૬ | ૧૪ | સ્વરૂ | સ્વરૂપ |
| ૧૨૧ | ૪ | આત્મત્ત્વ | આત્મતત્ત્વ |
| ૧૨૫ | ૧૬ | જ્ઞાનાવદણીય | જ્ઞાનાવરણીય |
| ૧૨૬ | ૨૨ | પણિમ્યા | પરણુન્યા |
| ૧૩૮ | ૧૨ | મયુની | મયૂગી |
| ૧૪૦ | ૨૦ | શમ | સમ |
| ૧૪૦ | ૨૧ | શમ | સમ |

| | | | |
|---|---|---|---|
| ૧૪૧ | ૮ | એકયતા | ઐક્ય |
| ૧૪૩ | ૧૦ | જધન્ય | જઘન્ય |
| ૧૪૪ | ૭ | અંતમુંહુર્ત | અંતમુંહૂર્ત |
| ૧૪૭ | ૮ | पंफज | पंकज |
| ૧૬૩ | ૧૫ | प्रादुर्भवति | प्रादुर्भवति |
| ૧૬૪ | ૧૭ | ધછી | પછી |
| ૧૬૬ | ૧૭ | रुद्धि | ऋद्धि |
| ૧૭૬ | ૨ | पर्वतोकृत्य | पर्वतीकृत्य |
| ૧૭૮ | ૨૦ | अस्मस्म | अस्मत् |
| ૨૧૧ | ૧૭ | લેશન | લેશ |
| ૨૧૨ | ૪ | ધામધમ | ધામધુમ |
| ૨૨૪ | ૨૨ | આશ્ચય | આશ્ચર્ય |
| ૨૨૫ | ૨ | ક્રોધ | ક્રોધ |
| ૨૩૨ | ૭ | રત્નાવતારિકા | રત્નાકરાવતારિકા |
| ૨૩૩ | ૩ | આત્મ | આત્મા |
| ૨૩૪ | ૫ | સ્વાત્મ | સ્વાત્મા |
| ૨૩૯ | ૧૨ | અપૂવ | અપૂર્વ |
| ૨૪૧ | ૧૬ | ગ્રહસ્થા | ગૃહસ્થા |
| ૨૪૨ | ૧૧ | पश्चाम | पश्चम |
| ૨૪૯ | ૧૬ | સુગંધન્ધ | સુગંધ |
| ૨૫૪ | ૫ | કાયદિક | કાયાદિક |
| ૨૬૩ | ૧૨ | પ્રપ્રતિ | પ્રતિ |
| ૨૭૮ | ૧૧ | અંતમુંહુર્ત | અંતમુંહૂર્ત |
| ૨૭૮ | ૧૨ | सोऽहं | सोऽहं |

| | | | |
|---|---|---|---|
| ૨૭૯ | ૯ | ह्वदि | हृदि |
| ૨૮૩ | ૫ | जयो | जय॰ |
| ૨૮૩ | ૬ | विजये | विजयो |
| ૨૮૩ | ૧૧ | रोंग | रोग |
| ૨૯૧ | ૨૨ | शाश्व | शाश्वत |
| ૩૧૬ | ૧૩ | આઆત્મ | આત્મ |
| ૩૧૮ | ૧૬ | બ્રહ્ય | બ્રહ્મ |
| ૩૩૨ | ૨ | कर्माणिं | कर्माणि |
| ૩૫૧ | ૪ | વૃક્ષવત્વ | વૃક્ષત્વ |
| ૩૫૫ | ૧૬ | અક્યત્વ | ઐક્ય |
| ૩૭૦ | ૩ | સત્વ | સત્ત્વ |
| ૩૭૦ | ૪ | ૦ય | વ્યય |
| ૩૭૫ | ૪ | वस्तुच्च | वस्तुत्व |
| ૩૮૩ | ૨૨ | ऋज्रुसूत्रनस्याभाष्ट | ऋजुसुत्रनय-<br>स्याभीष्ट |
| ૩૮૬ | ૧૬ | દર્શની નાસ્તી | દર્શનની નાસ્તિતા |
| ૪૦૨ | ૯ | ભાવર્થ | ભાવાર્થ |
| ૪૩૯ | ૧૮ | લાયા | લાગ્યા |
| ૪૫૦ | ૧૮ | નવકાશી | નવકારશી |
| ૪૯૨ | ૧૧ | આયુગ્ય | આયુષ્ય |
| ૫૦૫ | ૧૧ | જ્ઞાનાનિક | જ્ઞાનાદિક |
| ૫૨૨ | ૧૬ | આષધિ | ઔષધિ |
| ૫૩૦ | ૯ | પર્ણું | પૂર્ણું |
| ૫૩૨ | ૧૦ | सागहस्याप | सागहस्यापि |
| ૫૩૬ | ૧૭ | जिव्हा | जिह्वा |

## श्री अध्यात्मज्ञानप्रसारकमंडळ तरफथी श्रीमद् बुद्धिसागरसूरिजी ग्रन्थमाळामां प्रगट थयेला ग्रन्थो.



| ग्रन्थाक | | पृष्ठ | किंमत |
| --- | --- | --- | --- |
| १ | क भजन संग्रह भाग १ लो | २०० | ०-८-० |
| १ | अध्यात्म व्याख्यानमाळा | २०६ | ०-४-० |
| * २ | भजनसंग्रह भाग २ जो | ३३६ | ०-८-० |
| * ३ | भजनसंग्रह भाग ३ जो | २१८ | ०-८-० |
| * ४ | समाधिशतकम् | ६१२ | ०-८-० |
| ५ | अनुभवपच्चिशी | २४८ | ०-८-० |
| ६ | आत्मप्रदीप | ३१५ | ०-८-० |
| * ७ | भजनसंग्रह भाग ४ थो | ३०४ | ०-८-० |
| * ८ | परमात्मदर्शन. | ४०० | ०-१२-० |
| *९ | परमात्मज्योति | ५०० | ०-१२-० |
| *१० | तत्त्वबिंदु | २३० | ०-४-० |
| ११ | गुणानुराग (आवृत्ति बीजी) | २४ | ०-१-० |

| | | |
|---|---|---|
| *१२–१३. भजनसंग्रह भाग ५ मो तथा ज्ञानदीपिका. | १९० | ०–६–० |
| *१४ तीर्थयात्रानुं विमान(आ०बीजी) | ६४ | ०–२–० |
| १५ अध्यात्मभजनसंग्रह | १९० | ०–६–० |
| १६ गुरुबोध. | १७४ | ०–४–० |
| *१७ तत्त्वज्ञानदीपिका | १२४ | ०–६–० |
| १८ गहूंलीसंग्रह भा. १ | ११२ | ०–३–० |
| *१९–२० श्रावकधर्मस्वरूप भाग १–२( आवृत्ति त्रीजी ) | ४०–४ | ०–१–० |
| *२१ भजनपदसंग्रह भाग ६ ठो. | २०८ | ०-१२-० |
| २२ वचनामृत. | ८३० | ०-१४-० |
| २३ योगदीपक. | ३०८ | ०-१४-० |
| २४ जैन ऐतिहासिक रासमाळा. | ४०८ | १–०–० |
| *२५ आनन्दघनपद भावार्थ(१०८) संग्रह. | ८०८ | २–०–० |
| *२६ अध्यात्मशान्ति(आवृति बीजी) | १३२ | ०–३–० |
| २७ काव्यसंग्रह भाग ७ मो | १५६ | ०–८–० |
| *२८ जैनधर्मनी प्राचीन अने अर्वाचीन स्थिति. | ९६ | ०–२–० |

| | | |
|---|---|---|
| *२९ कुमारपाल ( हिंदी ) | २८७ | ०-६-० |
| ३० थी४ ३४ सुखसागर गुरुगीता | ३०० | ०-४-० |
| ३५ षड्द्रव्यविचार | २४० | ०-४-० |
| ३६ विजापुरवृत्तांत | ९० | ०-४-० |
| ३७ साबरमती गुणशिक्षण काव्य. | १९६ | ०-६-० |
| ३८ प्रतिज्ञापालन | ११० | ०-५-० |
| *३९-४०-४१ जैनगच्छमतप्रबंध, संघप्रगति, जैनगीता | ३०४ | १-०-० |
| ४२ जैनधातुप्रतिमा लेखसंग्रह भा १ | | १-०-० |
| ४३ मित्रमैत्री | | ०-८-० |
| *४४ शिष्योपनिषद् | ४८ | ०-२-० |
| ४५ जैनोपनिषद् | ४८ | ०-२-० |
| ४६-४७धार्मिक गद्यसंग्रह तथा पत्र सदुपदेश भाग १ लो | ९७६ | ३-०-० |
| ४८ भजनसंग्रह भा ८ | ९७६ | ३-०-० |
| *४९ श्रीमद् देवचंद्र भा १ | १०२८ | २-०-० |
| ५० कर्मयोग | १०१२ | ३-०-० |
| ५१ आत्मतत्त्वदर्शन | ११० | ०-१०-० |
| ५२ भारतसहकारशिक्षण काव्य | १६८ | ०-१०-० |

| | | | |
|---|---|---|---|
| ५३ | श्रीमद् देवचंद्र भा. २ | १२०० | ३-८-० |
| ५४ | गहुंली संग्रह भा. २ | १३० | ०-४-० |
| ५५ | कर्मप्रकृतिटीकाभाषांतर. | ८०० | ३-०-० |
| ५६ | गुरुगीत गुंहलीसंग्रह. | १९० | ०-१२-० |
| ५७-५८ | आगमसार अने अध्यात्मगीता. | ४७० | ०-६-० |
| ५९ | देववंदन स्तुति स्तवन संग्रह. | १७५ | ०-४-० |
| ६० | पूजासंग्रह भा. १ लो. | ४१६ | १-०-० |
| ६१ | भजनपदसंग्रह भा. ९ | ५८० | १-८-० |
| ६२ | भजनपदसंग्रह भा. १० | २०० | १-०-० |
| ६३ | पत्रसदुपदेश भा. २ | ५७५ | १-८-० |
| ६४ | धातुप्रतिमालेख संग्रह भाग २ | | १-०-० |
| ६५ | जैनदृष्टिए ईशावास्योपनिषद् भावार्थविवेचन. | ३६० | १-०-० |
| ६६ | पूजासंग्रह भाग १-२ | ४१५ | २-०-० |
| ६७ | स्नात्रपूजा. | | ०-२-० |
| ६८ | श्रीमद् देवचंद्रजी अने तेमनुं जीवनचरित्र. | | ०-४-० |

(४) जैन श्वे० ग्रंथनामावलि
(५) आत्मस्वरूप
(६) अध्यात्मगीता
(७) आत्मसमाधि शतक
(८) जीवक प्रबोध.
(९) परमात्म दर्शन.
(१०) भजनसंग्रह भाग ११ मो.
(११) जैनसूत्रमां मूर्तिपूजा.

* आ निशानीवाळा ग्रंथो शिलकमां नथी.

उपरनां पुस्तको मळवाना ठेकाणो.

वकील मोहनलाल हीमचंद. मु. पादरा—(गुजरात).
शा. आत्माराम खेमचंद. मु. साणंद.
मोहनलाल नगीनदास—भांखरीया.
१९२—९४ वजारगेट कोट मुंबाइ.
शा. नगीनदास रायचंद—भांखरीया. मु. मेहेसाणा.
शा. चंदुलाल गोकलदास. जैनज्ञानमन्दिर मु. विजापुर.
बुकसेलर—मेघजी हीरजी. पायधुनी—मुंबाइ.
श्रीमद् बुद्धिसागरसूरिमंडल. मु. पेथापुर.
शेठ रतिलाल केशवलाल. मु. प्रांतिज.

ॐ अर्हं नमः

# आत्मप्रकाश.

नत्वा स्मृत्वा जगद्देवं, श्रीवीर परमेश्वरम् ॥
आत्मप्रकाशशास्त्रस्य, व्याख्या वितन्यते मया ॥ १ ॥

## दुहा.

परपरागम पामीने, पाळे पञ्चाचार ॥
रजोहरण मुखवस्त्रिका, जैनसूत्र अनुसार ॥ १ ॥

વિવેચન—આ જગતમા અનેક પ્રકારના ધર્મમાર્ગો પ્રવર્તે છે, પણ તેમા પૂર્ણ સત્ય સમાયુ નથી, દુનિયામા ત્રણસો ત્રેસઠ પાખડીઓના મતો છે અને તેનુ વિવેચન શ્રી સૂયગડાગસૂત્ર વિગેરેમા કર્યું છે, દરેક મતોમાં સપૂર્ણ અંશે સત્યતા નથી, એવુ જ્ઞાન જે વીતરાગ કથિત તત્ત્વોને જાણે છે, તેને થાય છે જે ભવ્યો વીતરાગના વચન જાણે છે તે દુનીયામા ઉત્પન્ન થએલા ધર્મ પન્થો, કે, જે એકાત વાદથી ભરપૂર છે, તેમા ફસાતા નથી શ્રી વીતરાગ પ્રરૂપિત સાતનયોનુ ગુરૂગમદ્વારા જ્ઞાન થતા સમ્યક્તત્ત્વનુ શ્રદ્ધાન થાય છે. માટે ભવ્ય પુરૂષોએ ગુરૂચરણની ઉપાસના કરવી જોઈએ. સાધુ તરીકે પંચમ પરમેષ્ઠિરૂપ ગુરૂ નવકાર

પદમાં જે જણાવ્યા છે, તેનું લક્ષણ પ્રથમ બાલજીવોના અર્થે કહેવામાં આવે છે. સાધુરૂપ ગુરૂનું લક્ષણ કહેવાનું પ્રયોજન એ છે કે, શ્રી સાધુ મહારાજનું ઓળખાણ થાય. અને તેમનું ઓળખાણ થતાં, તેમની વિનયભક્તિ થશે. અને તેમની વિનયભક્તિથી જ્ઞાન મળશે, અને જ્ઞાનથી સમ્કિતની પ્રાપ્તિ થશે. ઉત્તરોત્તર આત્મા પરમાત્મ અવસ્થા સન્મુખતાને ભજશે. જે કોઇ સાધુ પરંપરાગમ પ્રાપ્ત કરી, પંચમહાવ્રત ગુરૂ પાસે ઉચ્ચરી, રજોહરણ અને મુખવસ્ત્રિકારૂપ યતિલિંગને ધારણ કરે અને જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર તેમજ વીર્યાચારનું સમ્યગ્રીત્યા દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ પ્રમાણે રક્ષણ કરે, અને સ્વાત્મ સન્મુખતાને ભજે, એવા મુનિરાજ વ્યવહારથી સાધુ કહેવાય છે. વ્યવહારથી કથિત મુનિ વેષથી જીવ ઉપાધિ માર્ગથી ન્યારો રહેવા પ્રયત્ન કરે છે. वेसो रक्खइ धम्मं એમ પણ કહ્યું છે. માટે વેષ પણ ભાવ મુનિગુણ પ્રાપ્ત કરવામાં ઉપકારક છે. શ્રી તીર્થંકર ભગવાન્ પણ ગૃહસ્થાવાસનો ત્યાગ કરી, વ્યવહાર સાધુપણું ગ્રહણ કરે છે. કોઇ ગૃહસ્થ ભાવમુનિના ગુણ સ્પર્શી ભાવચારિત્ર પ્રાપ્ત કરી, કેવળજ્ઞાની બને, અને તેનું આયુષ્ય વિશેષ હોય તો, અવશ્ય તેવા કેવલજ્ઞાનીને રજોહરણ અને મુખવસ્ત્રિકા ધારણ કરવી પડે છે. શ્રીકુર્માપુત્રને ગૃહસ્થાવાસમાં કેવલજ્ઞાન થયું, અને છ મહીના

સુધી ગ્રહસ્થાવાસમાં રહ્યા, અને તે વાતની સ્પષ્ટતા થતાં આયુષ્ય મર્યાદા વિશેષ હતી, માટે કુર્માપુત્રે રજોહરણ અને મુખવસ્ત્રિકારૂપ વ્યવહાર સાધુનો વેષ અંગીકાર કર્યો આ ઠેકાણે સમજવું કે, તેમને નિશ્ચય ચારિત્ર પ્રાપ્ત છતા, પણ ઉપદેશાધિકાર તથા અનાદિકાળની સ્થિતિ જાળવવા અને તેથી અનેક જીવોને લાભ થાય, માટે વ્યવહારથી સાધુનો વેષ અંગીકાર કર્યો વ્યવહારમા વ્યવહાર સાધુપણું બળવાન્ છે, વ્યવહાર સાધુત્વ અંગીકારથી નિશ્ચય સાધુત્વ પ્રગટવું એ તો રાજમાર્ગ છે, અને એવો માર્ગ સર્વ જગત્ જીવોને અવલંબનીય છે. અને તેથી સિદ્ધાંતકારે કહ્યું છે કે—

### गाथा

एगदीवसंपि जीवो, पव्वज्जमुवागओ अनन्नमणो ॥
जइवि न पावइ मुक्खं, अवस्स वेमाणिओ होइ ॥ १ ॥
कंचणमणि सोवाण, थंभसहस्सभूसियं सुवन्नतलं ॥
जो कारिज्ज जिणहरं, तओवि तव संजमो अहिओ ॥ २ ॥

ભાવાર્થ—જે કોઇ ભવ્ય જીવે એક દીવસની પણ અનન્યચિત્તથી દીક્ષા અંગીકાર કરી હોય, તે જો કદાપિ મુક્તિ પામે નહિ તો પણ અવશ્ય આરાધક હોવાથી, વૈમાનિક થાય છે કોઇ મનુષ્ય સહસ્ર સ્તંભથી શોભાયમાન સુવર્ણ તથા મણિમય જીનમંદિર કરાવે, તેથી પણ તપ અને સંજમ-

માર્ગ વિશેષ છે, અલબત સંવરમય ચારિત્રમાર્ગ ગૃહસ્થાવાસના ધાર્મિક કૃત્યો કરતાં અધિક છે, આત્માનું સમ્યગ્મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન હોય, તો પણ વ્યવહારથી સાધુપણું અંગીકાર કરી પાળેલો ચારિત્રમાર્ગ વિશેષતઃ કર્મનો ક્ષય કરે છે. દેવતાઓને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, તથા અવધિજ્ઞાન હોય છે, તો પણ તેમનામાં વ્યવહારથી ચારિત્રગુણ અંગીકાર કરવાની શક્તિ નથી. તેથી તેઓ મનુષ્યાવતારમાં જે કોઇ વ્યવહારચારિત્ર અંગીકાર કરે છે તેમને નમસ્કાર કરે છે, તેમની સ્તુતિ કરે છે; ચોસઠ ઇંદ્રને પણ વ્યવહારચારિત્ર પાળનાર મુનિરાજ વંદ્ય છે, તો ગૃહસ્થજીવ મુનિરાજને વંદન કરેજ તેમાં શું આશ્ચર્ય ! તીર્થંકર ભગવાન્ ધર્મમાર્ગ પ્રવર્તાવવા પ્રથમ સાધુમાર્ગમાં જીવોનો પ્રવેશ કરાવે છે, અને પોતે ભવ્ય જીવોને વ્યવહારચારિત્ર અંગીકાર કરાવે છે. કેવલજ્ઞાનીના હુકમને અનુસરી, સર્વ જીવોએ વ્યહારચારિત્ર અંગીકાર કરેલા મુનિરાજોની વિનયભક્તિ કરવી. તેમનાથી ઉન્મુખ થઇ ઉત્સૂત્ર પ્રલાપ કરવો નહીં. કોઇ એમ કહે કે, હાલના સમયમાં સાધુ નથી, સાધ્વી નથી, શ્રાવક નથી, શ્રાવિકા નથી; એમ કહેનારને સંઘની બહાર કાઢવો. વ્યવહાર સાધુનો વેષપણ જીનેશ્વર કથિત સૂત્રાનુસારે હોવો જોઇએ. વ્યવહારચારિત્ર અંગીકાર કરવાથી, અનેક પ્રકારની સંસારની ઉપાધિયો દૂર થાય છે કાજળની કોટડીમાં રહીને જેમ ડાઘરહિત

રહેવુ તેવુજ સંસારાવસ્થામા રહીને ઉપાધિરહિત રહેવુ કઠિન છે ત્રણજ્ઞાને યુક્ત એવા, તીર્થંકરભગવાન કે જેમને તે ભવમા મુક્તિ જવાનુ છે, એમ તે જાણે છે, છતા વ્યવહારચારિત્ર અંગીકાર કરે છે, તો અન્ય ભવ્ય જીવોએ તે અવશ્ય વ્યવહારચારિત્ર અંગીકાર કરવુ અને વ્યવહારચારિત્ર ધર્મ અંગીકાર કરનાર મુનિરાજની સેવા ચાકરી કરવી જે કોઇ વ્યવહાર સાધુ થવારૂપ વ્યવહારનુ ઉત્થાપન કરે છે, તે તીર્થનો ઉચ્છેદ કરી, મહામોહનીય કર્મ સમુપાર્જન કરે છે. માટે આત્માર્થી જીવોએ સુસાધુનુ બહુમાન કરવુ, અને સાધુ પદ અંગીકાર કરવાની ચાહના કરવી સંસારને બંધનરૂપ માનવો ગૃહસ્થાવાસમા છકાયના જીવોની હિંસા કરવી પડે છે, અને પંચપ્રકારના અવ્રતોનુ સેવન થાય છે. વ્યવહારચારિત્રાવસ્થામા પંચપ્રકારના અવ્રતોનો ત્યાગ કરવો પડે છે ધર્મોપદેશના અધિકારી પણ ગીતાર્થ સાધુ મહારાજ છે, પણ ગૃહસ્થ નથી અસંયતિની પૂજા નામનુ દશમુ આશ્ચર્ય હાલમા પ્રવર્તે છે, તેથી આત્માર્થી જીવોએ માધ્યસ્થભાવધારવુ કરવે ઉપદેશના વા વ્યાખ્યાનના અધિકારી મુનિરાજ છે શાસ્ત્રમા પણ કહ્યુ છે કે—

ગાથા

संविग्गो गीयत्थो, मज्झत्थो देसकालभावन्नु ॥
नाणस्स होइ दाया, जो शुद्धपरूवगो साहू ॥ १ ॥

ભાવાર્થ—સંવિજ્ઞ, ગીતાર્થ, માધ્યસ્થ અને દેશકાલ ભાવનો જાણુ એવો અને શુદ્ધપ્રરૂપક સાધુ તેજ જ્ઞાનનો દાતા જાણવો. ગૃહસ્થાવાસમાં રહીને ઉપદેશનો અધિકારી જીવ બની શકતો નથી. જ્યાં જ્યાં સૂત્રમાં ધર્મકથાઓ ચાલી છે, ત્યાં ત્યાં મુનિરાજોએ ધર્મોપદેશ આપ્યો છે. શ્રાવક વા સાધુ-માર્ગનો ઉપદેશ કરવો, એ મુનિરાજનું કર્તવ્ય છે. ગૃહસ્થા-વાસમાં રહીને પણ અપવાદ માર્ગે કોઇને કંઇ ગૃહસ્થજીવ, ગીતાર્થ મુનિરાજની નિશ્રાએ સમજાવે તો પણ સૂત્રમાં શ્રાવકને લદ્ધઠા ગહિયઠા કહ્યા છે. પણ ઉપદેશ વા ધર્મવ્યાખ્યાન આપનાર કહ્યા નથી. ગીતાર્થ મુનિવિના ધર્મો-પદેશ આપ્યાથી ઉત્સૂત્ર પ્રરૂપણા, ધર્મમાર્ગલોપ, વગેરે દોષોત્પત્તિ થવાનો પ્રસંગ રહે છે. માટે જ્ઞાની સદ્ગુરૂ ચરણ સેવાધીન રહી, ભવ્યજીવોએ આત્મકલ્યાણ કરવું, અને એવા સદ્ગુરૂ મુનિદ્વારા જ્ઞાન ગ્રહણ કરવું એજ ઉદ્દેશ હૃદ-યમાં ધારણ કરવો.

दुहा.

आतमध्यानी पण साधु वा, श्रावक जे को होय ॥
परमपंथने पारखी-करे न शंसय कोय ॥ २ ॥

ભાવાર્થ—જે કોઇ આત્મધ્યાન કરનાર સાધુ અગર શ્રાવક હોય, તે શ્રી વીતરાગ પ્રરૂપીત પરમ પન્થને જાણી

પૂર્વોક્ત બાબતમા કોઇ પણ પ્રકારનો શશય કરતા નથી શ્રાવક ધર્મ અને સાધુ ધર્મ, તે બન્ને ધર્મનું પૂર્ણ રહસ્ય સમજી, આત્મધ્યાની શ્રાવક વા સાધુ માર્ગનો નિષેધ કરતો નથી. સર્વજ્ઞ બે માર્ગ પ્રરૂપ્યા છે, તે યથાયોગ્ય છે. કેવલજ્ઞાનીએ જે જે માર્ગ સ્વરૂપ બતાવ્યુ છે, તે તે સત્ય છે, એમ સમજી આત્મધ્યાની પોતે પ્રયત્નમાજ જોડાય છે, આત્મ તત્ત્વસન્મુખ થવા સદ્ગુરૂની ઉપાસના કર્યા કરે છે. પોતાની શક્તિ હોય તો, સાધુ ધર્મ સ્વીકારે છે, અને તેટલી શક્તિ ન હોય તો શ્રાવકનો ધર્મ સ્વીકારે છે પોતાનાથી જેટલુ બને તેટલું કર્યા કરે છે, શ્રાવક કરતા સાધુને ધર્મધ્યાન તથા શુકલ ધ્યાનની પ્રાપ્તિ ગજમાર્ગથી જોતા વિશેષત થાય છે. ગૃહસ્થ દેશથી ઉપાધિ એટલે અવિરતિ પણાનો ત્યાગ કરે છે, અને મુનિરાજ સર્વથા પ્રકારે અવિરતિપણાનો ત્યાગ કરે છે, ઉપાધિરહિત દશામા ધ્યાન કરી શકાય છે. ગૃહસ્થ સદાકાળ પ્રાય ઉપાધિ દશામા જીવન ગાળે છે, તેથી તેને ધ્યાનનો સભવ અલ્પ છે, અને મુનિગજ તો કચન, કામિની, સસાર વ્યવહાર વગેરેના ત્યાગી હોવાથી, તેઓને આત્મધ્યાન માટે ઘણો વખત મળે છે, અને તેથી તેઓ ધર્મધ્યાનાદિકનુ વિશેષત સેવન કરી શકે છે. શ્રાવક ચોથા ગુણસ્થાનકમા વા પચમગુણસ્થાનકમાં વર્તતા હોય છે, અને ચોથા તથા પાચમા ગુણ

ઠાણે ધર્મધ્યાન કહ્યું છે. તેથી શ્રાવકને પણ આત્મધ્યાની કહ્યા છે, પણ શ્રાવકને ગુણ ઠાણાની મર્યાદા પ્રમાણે ધ્યાન છે. ધ્યાનની મુખ્યતા મુનિ માર્ગમાં છે. મુક્તિ પ્રાપ્ત કરવાનો આસન્ન ઉપાય મુનિધર્મ છે, મુનિ ધર્મથી સર્વ કર્મનો નાશ થાય છે. શ્રાવક પણ સદાકાળ મુનિ થવાની અંતરમાં ભાવના કરે. આત્મધ્યાની એમ દુહામાં કહ્યું છે તેનો પરમાર્થ એ છે કે, શ્રાવક વા સાધુ વર્ગ ફક્ત આત્મધર્મ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા હોય છે, તે જણાવ્યું છે. મુનિરાજ આત્મ ધર્મ સન્મુખ કેવી રીતે થાય છે તે બતાવે છે.

### दुहा

द्रव्यानुयोगे करी, करता आत्मध्यान
चरणानुयोगे करी, वाह्याचारे ध्यान ॥ ३ ॥
वर्ते निजपद शून्यता, चळवे डाकडमाळ
वर्ते वाह्याचारमां, भव तस अरहट्टमाळ ॥ ४ ॥
वेष ग्रहेथी शुं हुवे, अन्तर नाहि उपयोग
अंतर उपयोगी मुनि, पामे निजगुण भोग ॥ ५ ॥

ભાવાર્થ—મુનિરાજ દ્રવ્યાનુયોગના જ્ઞાનથી આત્મધ્યાન કરે છે, અને ચરણ કરણાનુયોગથી બાહ્ય સાધુના આચારમાં તત્પર રહે છે. અનુયોગ ચાર પ્રકારના છે. ૧. દ્રવ્યાનુયોગ. ૨. ગણિતાનુયોગ. ૩. ચરણકરણાનુયોગ.

અને ૪ ધર્મકથાનુયોગ એ ચાર અનુયોગમાં દ્રવ્યાનુયોગ તે તત્ત્વમય છે. શ્રીતીર્થંકર પ્રભુએ દ્રવ્ય ગુણપર્યાયનું સ્વરૂપ કહ્યુ છે, તે દ્રવ્યની વ્યાખ્યા આવે છે. ષડ્દ્રવ્યનો વિચાર અસ્મદીય ષડ્દ્રવ્યવિચાર નામના ગ્રંથમાથી જોઈ લેવો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાલ, અને જીવ એ ષડ્દ્રવ્ય છે ધર્માસ્તિકાય દ્રવ્યનો ચલણ સહાય ગુણ છે. ધર્માસ્તિકાયના અસખ્ય પ્રદેશ છે લોકાકાશવ્યાપીધર્માસ્તિકાય દ્રવ્ય છે ધર્માસ્તિકાયના પ્રતિ પ્રદેશે ચલણ સહાયગુણ રહ્યો છે. ધર્માસ્તિકાય અનાદિકાળથી છે, અને અનત છે ધર્માસ્તિકાય અરૂપી છે, અજીવ છે પરદ્રવ્યમા પરિણમતુ નથી ધર્માસ્તિકાયના પ્રતિ પ્રદેશે અનત ગુણપર્યાય છે ધર્માસ્તિકાયમા સમયે સમયે એકેક પ્રદેશમા ઉત્પાદવ્યયની વર્તના થઇ રહી છે, તેજ પ્રમાણે અધર્માસ્તિકાય દ્રવ્ય પણ અસખ્યપ્રદેશી છે, સ્થિર થવામા સાહાય્ય આપવી, એ ગુણ અધર્મદ્રવ્યનો છે અધર્માસ્તિકાય દ્રવ્ય લોકાકાશવ્યાપી છે તેના પ્રતિ પ્રદેશે અનત ગુણપર્યાય રહ્યા છે અધર્માસ્તિકાય દ્રવ્ય અનાદિકાળથી છે, અને અનત છે જે વસ્તુ અનાદિ અનત છે, તેનો અન્ય કોઇ કર્તા નથી. અધર્માસ્તિકાય અરૂપી છે, તથા અજીવ છે તે પર દ્રવ્યમા પરિણમતુ નથી, અધર્મદ્રવ્યના એકેક પ્રદેશમા સમયે સમયે અનત ઉત્પાદવ્યયની વર્તના થયા કરે છે.

ત્રીજું આકાશાસ્તિકાય દ્રવ્ય છે. આકાશદ્રવ્ય લોક તથા અલોકમાં સર્વવ્યાપી છે. अवगाहो आगासं અવકાશ આપવો, એજ આકાશનું લક્ષણ છે. સર્વ દ્રવ્યને રહેવાના સ્થિતિ આકાશમાં છે. લોકાકાશમાં પંચ દ્રવ્ય છે. અલોકાકાશમાં તો ફક્ત એક આકાશ દ્રવ્ય છે. આકાશના અનંતપ્રદેશ છે. લોકાકાશના અસંખ્યપ્રદેશ છે. અલોકાકાશના અનંતપ્રદેશ છે. આકાશદ્રવ્ય અનાદિ અનંત છે. આકાશ અરૂપી છે. અજીવ છે, તેના પ્રતિપ્રદેશે સમયે સમયે ઉત્પાદ વ્યય થયા કરે છે. આકાશ દ્રવ્ય અન્ય દ્રવ્યમાં પરિણમતું નથી.

ચોથું દ્રવ્ય પુદ્ગલાસ્તિકાય છે. પુદ્ગલ પરમાણુ અનંત છે, પ્રત્યેક પરમાણુમાં એક વર્ણ એક ગંધ, એક રસ, અને બે સ્પર્શ રહ્યા હોય છે. બે પરમાણુ ભેગા થાય ત્યારે દ્વયણુક કહેવાય છે. ત્રણ પરમાણુ ભેગા થાય, ત્યારે ત્ર્યણુક સ્કંધ થાય છે. અસંખ્ય પરમાણુ ભેગા થાય ત્યારે અસંખ્યાતાણુક કહેવાય છે. અનંતપરમાણુ ભેગા થાય, ત્યારે અનંતાણુક પુદ્ગલસ્કંધ કહેવાય છે. આઠકર્મની વર્ગણાઓ પણ આવા પુદ્ગલ પરમાણુઓથી બની હોય છે. ઔદારિક વર્ગણામાં અનંત પરમાણુઓ હોય છે. તેનાથી વૈક્રિયવર્ગણામાં અનંતપરમાણુ વિશેષ હોય છે. તેના કરતાં આહારક વર્ગણામાં અનંતપરમાણુ વિશેષાધિક છે.

તેના કરતા તૈજસ વર્ગણામાં અનંતપરમાણુવિશેષાધિક છે. એમ ભાષા વર્ગણા તથા શ્વાસોશ્વાસ વર્ગણા અને મનો વર્ગણા અને આઠમી કાર્મણ વર્ગણામા ઉત્તરોત્તર અનંતાનંતવિશેષાધિક પરમાણુઓ રહ્યા હોય છે. આ આઠ વર્ગણાઓ ચૌદરાજ લોકમા ભરી છે દરેક જીવ, કર્મ-આ આઠ વર્ગણાઓને ગ્રહણ કરે છે, અને પછી તેને ત્યાગે છે આઠ કર્મ પણ પુદ્ગલ પરમાણુઓના સ્કધોથી બન્યા છે છ લેશ્યાઓ પણ પરમાણુઓના સ્કધોથી બની હોય છે. પાચ પ્રકારના શરીર પણ પુદ્ગલ પરમાણુઓના સ્કધોથી બને છે પુદ્ગલ સ્કધના બે ભેદ છે. એક સચિત્ત પુદ્ગલ સ્કધ અને બીજો અચિત્ત પુદ્ગલસ્કધ તેમા જીવની સાથે લાગેલા સ્કધોને સચિત્ત પુદ્ગલ સ્કધ કહે છે, અને જે જીવના પ્રદેશોની સાથે નથી લાગ્યા તેને અચિત્ત પુદ્ગલ સ્કધો કહે છે સચિત્ત અને અચિત્ત પુદ્ગલ સ્કધો પણ મળે છે અને પાછા વિખરાઇ જાય છે સ્કધ પણ પુદ્ગલ દ્રવ્યના પર્યાય કહેવામા આવે છે પુદ્ગલ સ્કધ અનિત્ય છે પૃથિવી, જલ, અગ્નિ અને વાયુ તત્ત્વરૂપે પણ પુદ્ગલ દ્રવ્ય પરિણમે છે, ચાર તત્વમય સ્થિતિ તે પણ પુદ્ગલ સ્કધોની છે છકાયરૂપે પણ પુદ્ગલ દ્રવ્ય પરિણમે છે. પુદ્ગલ દ્રવ્ય રૂપી છે. અનાદિકાળથી પુદ્ગલદ્રવ્ય છે, અને તેનો અત નથી, માટે તે અનત છે. પુદ્ગલનો કર્ત્તા કોઇ

અન્ય ઇશ્વર નથી. જે વસ્તુ અનાદિ છે. તેનો બનાવનાર કોઇ હોતો નથી. પ્રત્યેક પરમાણુમાં સમયે સમયે ઉત્પાદ વ્યય થયા કરે છે. પુદ્ગલ દ્રવ્ય જીવદ્રવ્યની સાથે પરિણમી જાય છે, તેથી પુદ્ગલ દ્રવ્ય પરિણામી કહેવાય છે. પુદ્ગલ દ્રવ્ય વ્યવહારથી જીવની સાથે પરિણામી છે. પણ નિશ્ચયથી પરિણામી હોત, તો પુદ્ગલદ્રવ્યથી ભિન્ન કોઇ આત્મા થાત નહિ. અનેક જીવો પુદ્ગલ દ્રવ્યથી ભિન્ન થાય છે, માટે પુદ્ગલ દ્રવ્ય છે, તે વ્યવહારથી જીવની સાથે પરિણમે છે. જેમ દુધ અને જલ પરસ્પર એક બીજામાં મળી જાય છે, તેમ આત્મા અને પુદ્ગલ પરસ્પર પરિણમે છે. અનાદિકાળથી આત્માની સાથે કર્મરૂપ પુદ્ગલ પરિણમ્યું છે. કર્મ પુદ્ગલ સ્કંધો અનિત્ય છે. કારણ કે, તે મળે છે, અને વિખરે છે. પુદ્ગલ પરમાણુઓ જડ છે. અન્ય દ્રવ્યનું પોતાનું સ્વરૂપ જાણવાનો પુદ્ગલ દ્રવ્યમાં સ્વભાવ નથી. પુદ્ગલ દ્રવ્યરૂપ અનંત પરમાણુઓમા નિત્યપણું અને અનિત્યપણું કહ્યું છે. નૈયાયિકોએ પરમાણુઓને એકાંતે નિત્યપણું અને અનિત્યપણું કહ્યું છે. દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્યપણું અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનિત્યપણું રહ્યું છે. એમ સર્વજ્ઞે કહ્યું છે—એકજ પરમાણુમાં એક સમયે નિત્યત્વપણું અને અનિત્યત્વપણું રહ્યું છે. પરમાણુમાં રહેલા વર્ણ ગંધરસ અને સ્પર્શના પર્યાય ફરે છે, માટે અનિત્યત્વપણું

રહ્યુ છે. અને પરમાણુરૂપ દ્રવ્ય છે તે પર્યાયના ફેરફારથી પણ પોતે બદલાતુ નથી, માટે તે પરમાણુ દ્રવ્યપણે નિત્ય છે, જગત્મા અનંત પરમાણુઓ છે પરમાણુઓથી બનેલા પુદ્ગલસ્કંધો કેટલાક દ્રષ્ટિગોચર થય છે અને કેટલાક દ્રષ્ટિગોચર થતા નથી પરમાણુઓમા ગમન શકિત રહી છે, તેથી તે ગમનશકિત પરમાણુથી બનેલા સ્કંધોમા પણ આવે છે ઉદ્યોત, તાપ, પ્રતિબિંબ, તાઢ, છાયા એ સર્વ પુદ્ગલ દ્રવ્યના સ્કંધો છે. શબ્દ છે, તે પણ પુદ્ગલ દ્રવ્યના સ્કંધો છે शब्दगुणमाकाशं નૈયાયિકો શબ્દગુણ આકાશનો એમ કહે છે પણ તે તેમની ભૂલ છે કારણ કે, આકાશદ્રવ્ય અરૂપી છે અને શબ્દ તો રૂપી છે આકાશતો અગતિમાન છે અને શબ્દતો ગતિમાન્ છે વળી શબ્દતો મુખાદિ પ્રયત્ન જન્ય છે, તેથી તે આકાશનો ગુણ નથી, વળી હાલના સમયમાં શબ્દ ગતિમાન્ રૂપી છે, તેની સાબીતીમા ફોનોગ્રાફયંત્ર અને ટેલીફોન વિગેરેને જોઇ લ્યો શબ્દરૂપી છે અને તે પુદ્ગલ દ્રવ્ય છે, એમ અનેક હેતુઓથી સિદ્ધ થાય છે. આ સ્થળે તેની ઘણી ચર્ચા કરવી તે યોગ્ય નથી પુદ્ગલ દ્રવ્ય રૂપી છે તેનો સ્વભાવ મડણ પડણ અને વિધ્વંસનનો છે, પુદ્ગલ દ્રવ્ય અજીવ છે લોકાકાશમા પુદ્ગલ દ્રવ્યની સ્થિતિ છે. પુદ્ગલ દ્રવ્યમા ઘણી શકિત રહી છે, પણ તે આત્મિક-શક્તિ કરતા જુદા પ્રકારની છે ઘર, હાટ, શરીર, ઇન્દ્રિય,

સહેલ, પૃથ્વી, રથ, ધન એ સર્વ પુદ્ગલદ્રવ્યના સ્કંધો છે, પુદ્ગલદ્રવ્યમાં મળવાની અને વિખરવાની સ્વભાવથી શક્તિ રહી છે. પુદ્ગલદ્રવ્યના મોટા મોટા પર્યાયરૂપ આકારો દેખી આપણે અજ્ઞાનથી વિચારીએ છીએ કે, અહો ! આવા મોટા આકારો કોણે કર્યા હશે ? તેનો કર્તા અન્ય કોઇ હોવો જોઇએ ? પણ જ્ઞાન દ્રષ્ટિ જ્યારે થાય છે, અને આવી રીતે પુદ્ગલદ્રવ્યનું સ્વરૂપ સમજવામાં આવે છે ત્યારે માલુમ પડે છે કે, પુદ્ગલદ્રવ્યમાંજ મળવાની અને વિખરવાની શક્તિ રહી છે. કોઇ એમ કહેશે કે, પરમાણુદ્રવ્યના પર્વત આદિ મોટા મોટા આકાર બનાવનાર ઇશ્વરની શકિત માનવી જોઇએ, આવી રીતે કોઇ કહે તો તેની ભૂલ છે. કારણ કે, તેવી પર્વતાદિ મોટા પર્યાયરૂપે થવાની શકિત પુદ્ગલદ્રવ્યમાં ના હોત તો ઇશ્વરશકિતની કલ્પના કરવી પડત. પણ એવી શકિત પુદ્ગલદ્રવ્યમાં રહી છે, માટે ઇશ્વરશકિતની જરૂર રહેતી નથી. ઇશ્વરની શક્તિ તો ચૈતન્યસ્વરૂપ છે, તે જડ જે પુદ્ગલ પરમાણુઓ તેને એકઠા કરવા, જુદા કરવા આદિ કાર્ય કરી શકતીજ નથી. દૂધનો દધિરૂપ પર્યાય થવાની શકિત સ્વભાવ તો દૂધમાંજ છે. પણ કંઇ ઇશ્વરે દૂધનો દધિરૂપ પર્યાય કર્યો નથી. ઇશ્વરની શક્તિથી અમુક મોટું વિગેરે થાય છે, તેમ કહેવું તે તો અજ્ઞાનથીજ છે. જ્યારે દરેક દ્રવ્યનો ભિન્ન ભિન્ન સ્વભાવ છે, ત્યારે અન્ય

દ્રવ્યનું કાર્ય અન્યદ્રવ્ય કેમ કરી શકે? અગ્નિમા ઉષ્ણતા સ્વભાવેજ રહી છે. તેનો કર્તા જેમ અન્ય ( ઇશ્વર ) નથી. જલમા શીતતા સ્વભાવે રહી છે, તેનો કર્તા અન્ય ઇશ્વરરૂપે નથી. તેમ ષડદ્રવ્યના સમૂહરૂપ આ જગત્‌નો કર્તા અન્ય (ઇશ્વર) નથી, પણ પ્રત્યેક દ્રવ્ય પોતપોતાના ધર્મનો કર્તા છે, અમુક અને અમુક પદાર્થ ભેગા કરીએ ત્યારે લાલરગ બને છે. તેમ પુદ્‌ગલ સ્કધોના ભેગા થવાથી મોટા મોટા પર્વતો વગેરે બને છે પુદ્‌ગલદ્રવ્યના મહાન્ પર્યાય થવામા પુદ્‌ગલ દ્રવ્યજ કારણીભૂત છે, પુદ્‌ગલ દ્રવ્ય મા વિચિત્ર શક્તિઓ રહી છે. એક તલમાત્ર હલાહલ વિષથી, મોટામોટા હાથીઓના આણુ નાશ પામે છે, ત્યારે વિચારો કે પુદ્‌ગલમા કેટલી શક્તિ રહી છે ભિન્ન ભિન્ન વર્ણ, ગંધ, રસ અને સ્પર્શને લઇ પુદ્‌ગલ સ્કધો પણ ભિન્ન ભિન્ન શક્તિવાળા બનેલા હોય છે, અને તેથી પુદ્‌ગલદ્રવ્યના પર્યાયો પણ પરસ્પર એક બીજાથી વિરૂદ્ધ સ્વભાવવાળા હોય છે, કેટલાક પુદ્‌ગલો શરીરમા-સરૂધિર રૂપે પરિણમે છે, અને કેટલાક પુદ્‌ગલો શરીરમા ધાતુ રૂપે પરિણમે છે વળી કેટલાક પરમાણુ પુદ્‌ગલોનો અસ્થિ રૂપ પરિણામ બને છે વળી કેટલાક પુદ્‌ગલો પરસેવા રૂપે પરિણમે છે એમ પુદ્‌ગલ દ્રવ્યના પર્યાયોનો પરિણામ ભિન્ન ભિન્નરૂપે પરિણમ્યા કરે છે. જેમ ચોલડીના

પુદ્ગલો સાકરરૂપ પરિણામને ધારણ કરે છે. દૂધ રૂપ પુદ્ગલો દહિરૂપપર્યાય પરિણામને ધારણ કરે છે. અપ્કાયનાં પુદગલો વરાળ રૂપ પરિણામને ધારણ કરે છે. અનેક પ્રકારનાં ઔષધોરૂપ પુદ્ગલ પર્યાયોથી, અનેક પ્રકારના રોગો મટે છે. જ્વરના ઔષધથી જ્વરોત્પાદક પુદ્ગલસ્કંધોની શાંતિ થાય છે. કોઇ મનુષ્યને સર્પ કરડે છે, ત્યારે તેના શરીરમાં સર્પવિષના પુદ્ગલોનો પ્રવેશ થાય છે. તેજ વિષ પુદ્ગલોનો પ્રતિપક્ષી ઔષધ રૂપ પુદ્ગલોથી નાશ રૂપ વિપરિણામ થાય છે. કોઇ મનુષ્યની આંગળીએ વૃશ્ચિક કરડયો હોય છે, અને ત્યાંથી તેના હસ્તમાં લોહી મારફત વિષનાં પુદ્ગલો પ્રસરે છે; ત્યારે તેજ વિષપુદ્ગલોનો તેના ઔષધરૂપ પ્રતિપક્ષી પુદ્ગલોથી શાંત ભાવ થાય છે, અર્થાત્ તે વિષનાં પુદ્ગલો બહાર નીકળી જાય છે. વા શરીરમાંજ વિષતાને છોડી અન્યરૂપે પરિણમે છે, એમ જણાય છે. આ ઉપરથી વિચારો કે પુદ્ગલોમાંજ સ્વભાવતઃ કેવા પ્રકારની શક્તિ રહી છે. કોઇ મનુષ્યની આંખ દુઃખે છે, ત્યારે તેની ચક્ષુ રકત પુદ્ગલવાળી દેખાય છે. ત્યારે તે રક્ત પુદ્ગલો ઉપશાંત કરવાં સારૂ અન્ય પ્રતિપક્ષી ઔષધ રૂપ પુદ્ગલોને ચક્ષુમાં આંજતાં, તુરત રક્તપુદ્ગલોનો શાંત ભાવ થાય છે. દરેક વનસ્પતિનાં પુદ્ગલોમાં સ્વ-

ભાવત' એક બીજાથી વિરૂદ્ધ એવા પ્રકારની શક્તિ વર્ણગંધરસ સ્પર્શની વિભિન્નતાએ રહ્યા કરે છે તેમજ પુણ્ય અને પાપના પુદ્‌ગલો પણ પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળા હોય છે, પુણ્યના પુદ્‌ગલો જ્યારે શાતા વેદનીય ના હેતુ થાય છે ત્યારે પાપના પુદ્‌ગલો અશાતાવેદનીયના હેતુભૂત થાય છે ચૌદરાજલોકમા પુદ્‌ગલસ્કંધો સદાકાળે વર્તે છે. વિશ્રસા, મિશ્રમા, અને પ્રયોગસા આ ત્રણ પ્રકારે પણ પુદ્‌ગલોજ પરિણમે છે પુદ્‌ગલ સ્કંધો અનેકરૂપે પરિણમે છે શુભપુદ્‌ગલો અશુભરૂપે પણ પરિણમે છે, અને અશુભ પુદ્‌ગલો છે, તે શુભ રૂપે પણ પરિણમે છે મિષ્ટ પુદ્‌ગલો અમિષ્ટરૂપે પરિણમે છે, અને અમિષ્ટ પુદ્‌ગલો મિષ્ટરૂપે પરિણમે છે સુગંધી પુદ્‌ગલો ક્ષણમા દુર્ગંધરૂપે પરિણમે છે, અને દુર્ગંધના પુદ્‌ગલો નિમિત્ત પામી, ક્ષણમા સુગંધરૂપે પરિણમે છે અંધકારના પુદ્‌ગલો અજવાળા રૂપે પરિણમે છે, અને અજવાળાના પુદ્‌ગલો અંધકાર રૂપે પરિણમે છે નૈયાયિક તેજના અભાવને તમ. માને છે, પણ તેની તે ભૂલ છે તેજનો અભાવ તે અંધકાર નથી, પણ અંધકાર પુદ્‌ગલ દ્રવ્ય છે જેમ તેજની ઉત્પત્તિ અને વિલય છે, તેમ અંધકારની પણ ઉત્પત્તિ અને વિલયતા છે તેજના પુદ્‌ગલોથી અંધકારના પુદ્‌ગલોનો નાશ થાય છે જેટલા જેટલા ભાગમા તેજના પુદ્‌ગલો

હોય છે; તેટલા ભાગમાં અંધકારનાં પુદ્ગલો તેજ રૂપે ક્ષણમાં પરિણમે છે. પુદ્ગલદ્રવ્યમાં અદ્ભૂત પરિણમન શક્તિ છે. તેથી અંધકારનાં પુદ્ગલો ક્ષણમાં તેજરૂપે પરિણમે, એમાં આશ્ચર્ય નથી. વળી રાત્રી પડતાં તેજનાં પુદ્ગલો પણ અંધકાર રૂપે પરિણમે છે. પુદ્ગલ સ્કંધોમાં નાશ અને ઉત્પાદપણું રહ્યું છે. તમસ્ અને તેજનાં પુદ્ગલોમાં પણ નાશ અને ઉત્પાદપણું રહ્યું છે. જે કંઇ પદાર્થજ નથી તેનામાં ઉત્પાદ અને નાશ હોતો નથી. જેમ આકાશ કુસુમનું દ્રષ્ટાંત. તેજ પ્રમાણે અંધકાર જો પદાર્થ ન હોત, તો તેમાં ઉત્પાદવ્યય થાતજ નહીં, અને ઉત્પાદવ્યય તો થાય છે, માટે તે પુદ્ગલ સ્કંધ છે, એમ ન્યાયથી પણ સિદ્ધ ઠરે છે. અને આગમ પ્રમાણ આ પ્રમાણે કહે છે—

## ગાથા

सद्दंधयारउज्जोअ, पभाछायातवेहिय।
वन्नगंधरसाफासा, पुग्गलाणं तु लक्खणं ॥ १ ॥

ભાવાર્થ—શબ્દ, અંધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, આતપ, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શએ પુદ્ગલોનું લક્ષણ છે. અનેક પ્રકારના દારૂના ગોળાઓ પણ પુદ્ગલ સ્કંધોનોજ પરિણામ છે. કેટલાંક પુદ્ગલો સારી અસર, આત્મામાં ઉત્પન્ન કરે છે અને કેટલાંક પુદ્ગલો નઠારી અસર, આ-

-ણામા ઉત્પન્ન કરે છે કસ્તુરીરૂપ સુગધ પરિણામને પામેલા પુદ્ગલોજ છે, અને લસણુ રૂપ દુર્ગંધ પરિણામને પામેલાં પણ પુદ્ગલોજ છે

હડકવાવાળા કૂતરાના વિષના પણ પુદ્ગલોજ છે હડકાયા કૂતરાના વિષનાં પુદ્ગલોની ઘણી પરપગ દેખાય છે, હડકાયુ કૂતરૂ જેને કરડે તે મનુષ્ય પણ હડકાયુ થાય છે વળી તે મનુષ્યને હડકવા સાલતા તે જેને કરડે તેને પણ હડકવા થાય છે પાપાર ભકાર્યોથી પાપના પુદ્ગલોની પ્રવૃતિ પણ હડકાયા કૂતરાના વિષ સદૃશજ છે માટે સર્વ પાપોના હેતુઓનો ત્રિધાયોગે ત્યાગ કરવો જોઇએ બકરીને સર્પ કરડે છે, તો મરતી નથી, અને વૃશ્ચિક જો બકરીને કરડે છે તો બકરી પ્રાણનો ત્યાગ કરે છે, આ સાભળેલી વાતમા પણ વિચારીએ તો પુદ્ગલોનોજ પરિણામ છે. બકરીના શરીરમા સર્પના વિષના પુદ્ગલોની અસર થાય નહીં, એવા પ્રકારના પ્રતિપક્ષી પુદ્ગલોની હયાતી છે તેથી સર્પવિષ પુદ્ગલો પોતાની અસર કર્યા વિના ઉપશાત થાય છે અનેક પ્રકારે પુદ્ગલ દ્રવ્ય પરિણમે છે. એક કૃષ્ણ પરમાણુ દાખલા તરીકે લ્યો, અને એક રક્ત પરમાણુ દાખલા તરીકે લ્યો. કૃષ્ણ પરમાણુમાં રક્ત ગુણની નાસ્તિતા છે અને રક્ત પરમાણુમા કૃષ્ણ ગુણની નાસ્તિતા છે પોતાને ગુણે અસ્તિતા છે અને પરગુણની

પોતાનામાં નાસ્તિતા એક સમયમાં આવે છે. એમ એકજ કૃષ્ણ પરમાણુમાં અસ્તિતા અને નાસ્તિતા એક સમયમાં રહી છે. કૃષ્ણ ગુણવાળા પરમાણુમાં અસ્તિતા અને નાસ્તિતાનાયોગે સપ્તભંગી ઉત્પન્ન થાય છે. એમ એકેક પરમાણુમાં પ્રત્યેક વર્ણ, ગંધ, રસ અને સ્પર્શને આશ્રયી સપ્તભંગી ઉત્પન્ન થાય છે. એમ પરમાણુ દ્રવ્યમાં નિત્ય અને અનિત્ય તેમજ એક અને અનેક તેમજ ભેદ અને અભેદ આદિની સપ્તભંગીયો કરી હોય તો અનેક સપ્તભંગીનો અવતાર થાય છે. પરમાણુઓ અનંત છે અને તે પરમાણુ દ્રવ્ય અનાદિ અનંત છે. પરમાણુરૂપ પુદ્ગલ દ્રવ્યને બનાવનાર કોઇ નથી. જે વસ્તુ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ અનાદિ અનંત હોય છે, તેનો અન્યકર્તા હોતો નથી. પુદ્ગલ દ્રવ્ય પરમાણુપણે નિત્ય દ્રવ્યપણે છે. તેથી તે પરમાણુ દ્રવ્યનો ત્રિકાલમાં નાશ થતો નથી, માટે તે નિત્ય છે. જે વસ્તુ નિત્ય હોય છે તે અનાદિ અનંત હોય છે. પુદ્ગલ પરમાણુઓ પણ દ્રવ્યપણે નિત્ય છે, માટે તે અનાદિઅનંત છે. અનાદિવસ્તુનો ઉત્પન્ન કર્તા અન્ય કોઇ નથી. પુદ્ગલ દ્રવ્યથી આત્મગુણનો ઘાત થાય છે. પુદ્ગલદ્રવ્યથી આત્મગુણનું આવરણ થાય છે, તેનું દ્રષ્ટાંત નીચે મુજબ સમજવું. જેમ મદિરા રૂપી છે, તથા મદિરાના અણુઓ પણ જડ છે, પુદ્ગલ છે, પણ મદિરાપાન કરવાથી આત્માનો

-જ્ઞાનગુણ અરૂપી છે, તેનુ આચ્છાદન થાય છે તથા ચક્ષુની અ દગ ગોલકમા અસ ખ્ય પ્રદેશ આત્માના છે તે પ્રદેશોમાં ચક્ષુદર્શનાવરણીય કર્મના ક્ષયોપશમ યોગે ચક્ષુદર્શન ગુણ આત્માનો છે, તોપણુ તે ગુણનું આવરણ–પડલ વિગેરે પુદ્ગલ પર્યાયોથી થાય છે. માટે અનેક દ્રષ્ટાતોથી સિદ્ધ -થાય છે કે આત્મગુણનુ આચ્છાદન પુદ્ગલ સ્કધોથી થાય છે, તથા તેમજ ક્ષયોપશમભાવીય મતિજ્ઞાનનો વિકાસ બ્રાહ્મી વિગેરે ઔષધિયોના ભક્ષણથી થાય છે. ક્ષયોપશમભા--વીયજ્ઞાનમા પુદ્ગલ સ્કધો કથચિત્ નિમિત્ત કારણરૂપે ઉપકારક પણ થાય છે પુદ્ગલ દ્રવ્ય સક્રિય છે, તેથી પરિમાણુઓ એક સ્થાનેથી અન્યસ્થાને ગમન કર્યા કરે છે પુદ્ગલદ્રવ્યના યોગે આત્મા પણ એક ગતિમાથી અન્યગતિમા જઈ શકે છે, પુદ્ગલ સ્કધો અનેકરૂપે પરિણમેલા દ્રષ્ટિગોચર થાય છે, પૃથ્વીકાય, અપ્કાય, વાઉકાય, વનસ્પતિકાય, અને ત્રસકાયરૂપે પણ પુદ્ગલ સ્કધોજ પરિણમ્યા છે ઋતુવતી સ્ત્રીના શરીરની છાયાના પુદ્ગલોથી અડદના પાપડ ફાટી જાય છે, તેથી સમજાય છે કે છાયાના પુદ્ગલોમા પણ ઘણી શક્તિ રહી છે જે લોકો છાયાના પુદ્ગલો નથી માનતા તેઓના આ દ્રષ્ટાત વિચારી જોતા મનાશે સ્ત્રીના આસને બ્રહ્મચારી પુરૂષે બે ઘડી પછી બેસવુ, તેનુ કારણ પણ એ છે કે જે સ્થાને સ્ત્રી બેઠી હોય છે, તે સ્થાને વિષયના

કેટલાંક પુદ્ગલો બહાર નીકળેલાં હોય છે, તે પુદ્ગલોનો સંબંધ પુરૂષના શરીરની સાથે થતાં વિષયનાં પુદ્ગલો શરીરમાં પ્રવેશી મનમાં ખરાબ અસર કરે છે; બે ઘડી પછી વિષયનાં પુદ્ગલો સ્ત્રીના ગયા બાદ નષ્ટપ્રાયઃ થઇ જાય છે. માટે અનુભવથી જોતાં પુદ્ગલોના વિચિત્ર સ્વભાવ માલુમ પડે છે. જેણે ફોનોગ્રાફ યંત્ર પ્રત્યક્ષ જોયું હશે તેને માલુમ પડશે કે તેમાં આપણે જેવું બોલીએ છીએ, તેવાજ સ્વરથી ફોનોગ્રાફયંત્ર સામુ બોલી જવાબ આપે છે. પોતાના મુખમાંથી જે જે શબ્દો નીકળે છે તે તે શબ્દના પુદ્ગલોને ધારણ કરવાની તે યંત્રમાં શક્તિ હોય છે. આરીસામાં મુખ જોતાં, સામુ દેખાય છે. તે મુખનું પ્રતિબિંબ છે, અને તે પુદ્ગલ સ્કંધોથી તેવાજ પ્રકારનું બની જાય છે. જે મનુષ્યો છબીઓ પાડે છે, તેમાં પણ અસલ વસ્તુ સદૃશ અન્ય પુદ્ગલોજ ગોઠવાય છે; તેમજ આત્મા જે જે રાગ અને દ્વેષના વિચારો કરે છે, તેથી કર્મરૂપપુદ્ગલસ્કંધોને પોતાના પ્રદેશોની સાથે ગ્રહણ કરે છે. જેવો વિચાર તેવાજ કર્મનું ગ્રહણ, જેમ જેવો મનુષ્ય તેવાજ આકારની છબી પડે છે. તે પ્રમાણે આત્મા જેવા-શુભ વા અશુભ વિચાર કરે છે. તેવાંજ કર્મ ગ્રહણ કર્યા કરે છે; અનાદિકાળથી કર્મ, આત્માની સાથે વર્તે છે. દરેક ગતિમાં આત્મા, આઠકર્મનાં કેટલાંક પુદ્ગલો ગ્રહણ કરે છે, અને છોડે છે. શુભ અને

અશુભ વિચારોથી સમજમા વા અણુસમજમા પણ આત્મા પુણ્ય અને પાપરૂપ પુદ્ગલો ગ્રહણ કર્યા કરે છે રાગદ્વેષના વિચારયોગે કર્મ ગ્રહણ થાય છે રાગ દ્વેષનો કર્ત્તા આત્મા છે, તેથી રાગ દ્વેષ યોગે ગ્રહણ થતા કર્મનો કર્ત્તા પણ આત્મા બને છે જ્યારે આ પ્રમાણે સ્વભાવેજ પુદ્ગલોમા પોતાની મેળે પરિણમવાની શક્તિ રહી છે, ત્યારે અન્ય ઇશ્વર કર્મ ગ્રહણ કરાવે છે, વિગેરે જે કલ્પના કરવી, તે અજ્ઞાનતાનુ કારણ છે, જુઓ નાળીએરનુ પાણી કેવુ સરસ છે, પણ તેજ પુદ્ગલોમા કપુરના પુદ્ગલો મેળવીએ તો તેનેનો થયેલો વિકાર અશુભ થાય છે પરમાણુઓથી બનેલા પુદ્ગલ સ્કંધોનો જેમ જેમ અનુભવ કરીએ છીએ તેમ તેમ તે સબંધી વિશેષ વિશેષ જ્ઞાન પ્રગટ થતુ જાય છે, જે મનુષ્યને પ્રમેહરોગ થાય છે, તેના પેશાબમા પણ પ્રમેહરોગના પુદ્ગલો હયાતી ધરાવે છે, તેથી પ્રમેહી મનુષ્યના પેશાબ ઉપર અન્ય મનુષ્યો પેશાબ કરે છે, તો તે પ્રમેહરોગના પુદ્ગલો પેશાબ કરનાર પુરૂષની ઉપસ્થ ઇન્દ્રિયદ્વારા શરીરમા દાખલ થઇ તે પુદ્ગલો પોતાની વૃદ્ધિ કરે છે, અને પ્રમેહરોગ કરે છે માટે પ્રમેહી વિગેરે ચેપી રોગવાળા પુરૂષના પેશાબની ઉપર પેશાબ કરતા પણ રોગના પુદ્ગલો બીજાને લાગી શકે છે માટે બનતી સગવડે અન્યે કરેલા પેશાબ ઉપર પેશાબ કરવો નહીં વળી પેશાબ

ઉપર પેશાબ કરવાથી જીવોની ઉત્પત્તિ થાય છે. માટે પેશાબ ઉપર પેશાબ કરવો નહીં. સૂક્ષ્મ દૃષ્ટિથી આવાં સૂક્ષ્મ પુદ્ગલોનાં પરિણામો સમજવામાં આવે, તો આત્મા સારો અનુભવ મેળવી શકે અમુક રોગી પુરૂષનો શ્વાસ લેવો નહિ એમ કોઇ સ્થાને દેખાડ્યું છે, તેનું કારણ પણ શ્વાસના પુદ્ગલોથી થતી ખરાબ અસરજ છે; ક્ષયવાળા પુરૂષની સંતતિને પણ ક્ષયરોગ પ્રાપ્ત થાય છે, તેમાં પણ પુદ્ગલોનીજ થતી અસર છે. જે પિતાના શરીરમાં રોગો હોય છે; તે રોગો પુત્રના શરીરમાં પણ દેખવામાં આવે છે, તેનું કારણ રોગના પુદ્ગલોનો પરંપરાએ પુત્રના શરીરમાં પ્રવેશ અમુક રીતિએ થાય છે, તેજ છે, ઇત્યાદિ સર્વ પુદ્ગલોનો સ્વાભાવિક વિચિત્ર પરિણામ જાણવો. હવે કાલ દ્રવ્યનું સ્વરૂપ કહે છે.–કાલદ્રવ્ય ઔપચારિક છે, કાલ કંઇ પ્રદેશ સમૂહરૂપ નથી. માટે તે દ્રવ્ય નથી. કાલના ત્રણ ભેદ છે. અતીત, અનાગત અને વર્તમાન. કાલદ્રવ્યનું એમ સામાન્ય સ્વરૂપ કહ્યું.—જીવદ્રવ્ય અનંત છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ જીવનું લક્ષણ છે. કહ્યું છે કે—

**ગાથા.**

नाणं च दंसणं चेव । चरित्तं च तवो तहा ॥
वीरियं उवओगो अ । एयं जीवस्स लक्खणं ॥ १ ॥

જીવ બે પ્રકારના છે, સસારી તથા સિદ્ધ તેમાં સમારી જીવના બે ભેદ છે, ૧. ત્રસ અને ૨ સ્થાવર તેમા સ્થાવરના પાચ ભેદ છે, ૧ પૃથ્વીકાય, ૨ અપ્‌કાય, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, તેમજ ત્રસ જીવના દ્વીન્દ્રિય. ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય અને પચેદ્રિય એ ચાર ભેદ છે એમ જીવના પાચસે ત્રેસઠ ભેદ થાય છે. ચેતના લક્ષણથી જીવ એક પ્રકારે છે ત્રસ અને સ્થાવરની અપેક્ષાએ જીવ બે પ્રકારે કહેવાય છે સ્ત્રી વેદ, પુરૂષ વેદ, અને નપુસક વેદ, આ ત્રણ વેદવાળા જીવો દુનિયામા વર્તે છે, માટે ત્રણ પ્રકારે જીવ કહેવાય છે દેવતા, મનુષ્ય, તિર્યંચ, અને નારકી આ ચાર ગતિની અપેક્ષાએ જીવ ચાર પ્રકારના કહે છે, તેમ સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય ચક્ષુરિન્દ્રિય, અને શ્રોત્રેન્દ્રિયની અપેક્ષાએ જીવ પાંચ પ્રકારે કહેવાય છે. કાયની અપેક્ષાએ જીવ છ પ્રકારે કહેવાય છે. વળી નવતત્ત્વ પ્રકરણમા જીવના ચઉદ ભેદ કથન કર્યા છે—

गाथा

एगिंदिय सुहुमियरा, सण्णियर पणिंदियाय बितिचउ ॥
अपज्जत्ता पज्जत्ता, कमेण चउदस जीयठाणा ॥ १ ॥

એકેદ્રિયના સૂક્ષ્મ અને બાદર એ બે ભેદ છે. પંચેદ્રિય જીવો સન્ની અને અસન્ની એ બે ભેદ છે.

એ ચાર ભેદમાં બેરેંદ્રિય, તેરેંદ્રિય, અને ચતુરિંદ્રિયના ત્રણ ભેદો ઉમેરતાં ૭ સાત ભેદો થયા. એ સાત ભેદ પર્યાપ્તા અને અપર્યાપ્તા ગણતાં, ચતુર્દશ ભેદ થયા. જીવ સંબંધીનો વિશેષ અધિકાર અસ્મદીય કૃત **તત્ત્વવિચાર** નામના ગ્રંથમાંથી જોઇ લેવો, તેથી વિશેષ જીવાભિગમ સૂત્ર આદિમાંથી અધિકાર જોવો. સિદ્ધ જીવોના ભેદ નથી. કારણકે સિદ્ધના જીવોએ ક્ષાયિક ભાવે સ્વસ્વરૂપ પ્રાપ્ત કર્યું છે. જીવ દ્રવ્ય બે પ્રકારના છે. એક ભવ્ય જીવ, અને બીજા અભવ્ય જીવ. ભવ્યજીવમાં મુક્તિ યોગ્યતા છે, અને અભવ્ય જીવમાં મુક્તિ યોગ્યતા નથી. અભવ્ય જીવ સમ્યક્ત્વરત્ન પ્રાપ્ત કરી શકતો નથી, જીવના અસંખ્યાતા પ્રદેશ છે, એકેક પ્રદેશે અનંત કર્મ વર્ગણા લાગી રહી છે, જીવના પ્રદેશોમાં એવો સ્વભાવ છે કે તે કીડીનું શરીર ધારણ કરતાં તેમાંજ સમાઇ રહે છે, અને તેજ જીવના અસંખ્યાત પ્રદેશ હસ્તીના શરીરમાં પણ સમાઇ જાય છે, જીવ દ્રવ્ય અનાદિ અનંત છે, જે વસ્તુની અનાદિ છે તે વસ્તુ દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્ય હોય છે, આત્મામાં નિત્યત્વપણું રહ્યું છે, અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્યત્વપણું રહ્યું છે, તેમજ આત્મામાં એકત્વ રહ્યું છે, અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનેકત્વ રહ્યું છે, તેમ આત્મામાં ભવ્યસ્વભાવ રહ્યો છે, અને અભવ્યસ્વભાવ રહ્યો છે. તેમ આત્મામાં ભેદત્વ અને

અભેદત્વ રહ્યુ છે. નૈયાયિકો એકાત આત્માને નિત્ય માને છે, પણ તેમની તે ભૂલ છે, કારણ કે એકાત નિત્ય આત્મા કર્મોચ્છાદિત થઈ શકતો નથી. તેમજ એકાત નિત્ય માનવાથી મનુષ્યાદિ પર્યાય ધારણ કરી શકે નહીં. માટે પર્યાયાર્થિક નયને મતે કથચિત્ અનિત્ય માનતા, બધ મોક્ષાદિની વ્યવસ્થા યથાયોગ્ય થઈ શકે છે આત્મામા સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવની અસ્તિતા રહી છે, અને પરદ્રવ્ય ક્ષેત્રકાલ ભાવની નાસ્તિતા રહીછે. આત્મામા જે સમયે સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલભાવની અસ્તિતા છે, તેજ સમયમા પરદ્રવ્ય ક્ષેત્ર કાલભાવની નાસ્તિતા છે આત્મામા રહેલી અસ્તિતા તથા કથચિત્ નાસ્તિતા અવક્તવ્ય છે–કથચિત અસ્તિતા અવક્તવ્ય છે, તેમજ કથચિત્ નાસ્તિતા પણ અવક્તવ્ય છે અસ્તિતા અને નાસ્તિતા આત્મામા રહી છે, તે યુગપત્ અવક્તવ્ય છે એમ આત્મામા અસ્તિતા અને નાસ્તિતાના યોગે સપ્તભગી ઉત્પન્ન થાય છે તેમ એક અનેક તથા નિત્ય અને અનિત્ય આદિની અનેક સપ્તભગીઓ આત્મામા લાગી શકે છે, આત્મા જ્ઞાન ગુણવડે સ્વ અને પરનો પ્રકાશક છે માટે આત્મા સ્વપર પ્રકાશક કહેવાય છે પરદ્રવ્યનો જ્ઞાનમા પ્રતિભાસ થાય છે આત્મજ્ઞાનમા અનત વસ્તુઓ જ્ઞેયરૂપે પ્રતિભાસે છે આત્મામા અનત દર્શનગુણ છે, દર્શનના ચાર ભેદ છે, ચક્ષુ દર્શન, અચક્ષુ દર્શન, અવધિદર્શન અને કેવલદર્શન, આ ચાર દર્શનોમા કેવલ દર્શન

પણ વ્યવહાર છે. સાધુ, સાધ્વી, શ્રાવક, તથા શ્રાવિકારૂપ તીર્થની સ્થાપના કરેછે, તે પણ વ્યવહાર છે, નિશ્ચયથી તીર્થની સ્થાપના થતી નથી. વળી વિચારો કે સાધુ સાધ્વીના તથા શ્રાવક શ્રાવિકારૂપ તીર્થ સ્થાપ્યું, ત્યારે તે દરેક વર્ગના આચાર પણ જુદા જુદા કેવલજ્ઞાનથી બતાવ્યા, તેમાં પણ વ્યવહાર શુદ્ધિદ્વારા આત્મગુણ પ્રાપ્તિરૂપ નિશ્ચયનય કથ્યો છે. નિશ્ચયનય, શુદ્ધ આત્મિકસ્વરૂપ બતાવે છે પણ તેનો ઉદ્યમ કરીએ તો તેવું સ્વરૂપ પ્રાપ્ત થાય. ઉદ્યમરૂપવ્યવહારને માન્યા વિના આગળના નયકથિત આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી. સાતનયથી ધર્મતત્ત્વનું સ્વરૂપ સમજવું, અને ધર્મતત્ત્વની શ્રદ્ધા કરવી. ચઢતાનય છે તે પાછળના નયના કરતાં આત્મશુદ્ધતા વિશેષતઃ બતાવે છે, એવાત ખરી, પણ તે નયથી તે સ્વરૂપ જાણ્યું, એટલે કંઇ આત્મામાં તેવા ગુણો એકદમ પ્રગટતા નથી. એવંભૂતનયથી આત્માનું સ્વરૂપ સિદ્ધસમાન જાણ્યું, એટલે શું વાંચનાર સિદ્ધસમાન બની ગયો ? ના કદી નહીં. એવંભૂતથી સિદ્ધસ્વરૂપ આત્માનું છે, પણ તે નયદ્વારા કથિત આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા નિમિત્ત ઉદ્યમ દ્વારા ઉપાદાનકારણની શુદ્ધતા કરવારૂપ ઉદ્યમ કરવો જોઇએ. આ ઠેકાણે સમજવું કે ઉપાદાનકારણની શુદ્ધિ જે જે હેતુદ્વારા થાય છે તે તે હેતુઓ સર્વે વ્યવહારરૂપે જાણવા. વ્યવહારનયની મુખ્યતા સિદ્ધકરવા માટે, શ્રી તીર્થંકર ભગવાન્ કે જે

કેવળજ્ઞાની છે, તે પણ શ્રુતજ્ઞાનીના હાથથી લાવેલો આ-
હાર વાપરે છે, માટે વ્યવહારનય બલવાન્ છે અસાહુસુ
સાહુસન્ના-અસાધુ કે સાધુ નથી, વા સાધુનો વેષ અંગીકાર
કર્યો છે પણ પાસથ્થો છે. વા બ્રાહ્મણ, સન્યાસી, પાદરી
વિગેરે જે સાધુ નથી તેનામા જે સાધુપણાની બુદ્ધિ, તેને
મિથ્યાત્વ કહે છે તથા જીવે અજીવસન્ના, અજીવે જીવ-
સન્ના જીવમા અજીવબુદ્ધિ તેને મિથ્યા કહે છે એકેન્દ્રિ-
યથી તે ૫ ચેન્દ્રિય પર્યંત જીવો તથા સિદ્ધના જીવોનુ સ્વરૂપ
જે જાણતા નથી, તેને જીવમા, અજીવમ જ્ઞારૂપ મિથ્યાત્વ
હોય છે ચાર્વાક જડવાદીયો, ઇશુખ્રીસ્તિયો, વિગેરે જીવોનુ
પૃથ્વીકાય, અપ્કાય, વિગેરે જીવોનુ સ્વરૂપ જાણતા નથી,
તથા પૃથ્વી, જલ, વનસ્પતિ વગેરેની અંદર જીવ મા-
નતા નથી, તેથી તે મિથ્યાદષ્ટિ અજ્ઞાની જાણવા. જે
અજીવ વસ્તુ છે, તેમાં જીવપણાની બુદ્ધિ તે અજીવમાં
જીવમ જ્ઞારૂપ મિથ્યાત્વ જાણવું. પુદ્ગલદ્રવ્યરૂપ પરમા-
ણુઓ અનંત છે, તે પરમાણુઓ જડ છે, છતા કોઇ તેને
ચૈતન્ય શક્તિવાળા કહે, તો તેને અજીવમા જીવસ જ્ઞારૂપ
મિથ્યાત્વ લાગે છે મુત્તે અમુત્તમન્ના મૂર્તવસ્તુમા અમૂર્તપ-
ણાની બુદ્ધિ તેને મૂર્તમા અમૂર્તસ જ્ઞારૂપ મિથ્યાત્વ કહે છે.
જે કોઇ વાયુને મૂર્ત છતા અમૂર્ત માને, તેને આ મિથ્યા-
ત્વ છે જે અમૂર્તવસ્તુ હોય છે, તે કોઇપણ ઇન્દ્રિયથી

ગ્રહણ કરી શકાતી નથી, વાયુ તો ત્વચા ઇન્દ્રિયથી ગ્રહણ કરી શકાય છે, માટે તે મૂર્ત છે. કોઇ शब्दगुणमाकाशं- શબ્દને આકાશનો ગુણ માને છે, તેના મતપ્રમાણે શબ્દ અમૂર્ત ઠરે છે, પણ સમજવું જોઇએ કે-શબ્દ શ્રવણેન્દ્રિયથી ગ્રહણ કરી શકાય છે, માટે તે મૂર્ત છે. સ્યાદ્વાદરત્નાવતારિકા, સમ્મતિતર્ક, વિગેરેમાં શબ્દ પૌદ્ગલિક મૂર્ત છે, એમ યુક્તિપ્રમાણથી સિદ્ધ કર્યું છે, માટે શબ્દને મૂર્ત માનવો, અને જે નથી માનતા, તેને પૂર્વોક્ત મિથ્યાત્વ લાગે છે, ઉષ્ણતાનાં અને શીતતાનાં પુદ્ગલો તથા પ્રકાશનાં તથા અંધકારનાં પુદ્ગલો મૂર્ત છે, અને તેને કોઇ અમૂર્ત માને છે તેને પૂર્વોક્ત મિથ્યાત્વદોષ લાગે છે. અંધકાર પદાર્થ છે, એમ સમ્મતિતર્ક વિગેરેમાં સારી રીતે પ્રમાણથી સિદ્ધ કર્યું છે. અંધકાર સક્રિય છે; માટે તે મૂર્ત છે; આ સ્થાને તેનું વર્ણન કરતાં ગ્રંથગૌરવ થઇ જાય માટે વિશેષ વિવેચન કર્યું નથી. अमुत्ते मुत्तसन्ना. અમૂર્ત પદાર્થમાં મૂર્ત પણાની બુદ્ધિ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, અને જીવ તથા કાલ આ પંચ દ્રવ્ય અમૂર્ત છે. તેમાં મૂર્તપણાની બુદ્ધિથી મિથ્યાત્વ લાગે છે. ઠાણાંગસૂત્રમાં આ દશ પ્રકારનું મિથ્યાત્વ કહ્યું છે. તે જ્યાં સુધી ટળ્યું નથી ત્યાં સુધી આત્માની અજ્ઞાનાવસ્થા જાણવી. દશ પ્રકારનું મિથ્યાત્વ ટળવાથી, સમ્યગ્જ્ઞાન પ્રગટે છે, અને સમ્યગ્જ્ઞાન

થવાથી, સ્વયમેવ અહં વૃત્તિ ટળતા, આત્મા પોતાના શુદ્ધસ્વરૂપ સન્મુખ વળે છે. અન્તરૂલક્ષ્યની ઉપેક્ષા કરતા આત્મભિમુખતાની સિદ્ધિ થતી નથી. અધુના પંચમકાળમા શ્રી સર્વજ્ઞતીર્થંકર મહારાજાએ કથન કરેલું સ્યાદ્વાદદર્શન છેદાય છે સ્યાદ્વાદદર્શનનું જ્ઞાન, સૂક્ષ્મ બુદ્ધિ વિના થઇ શકતુ નથી વિરલા ભવ્યજીવો સ્યાદ્વાદદર્શનને સૂક્ષ્મબુદ્ધિથી જાણે છે ઉપદેશક પણ સૂક્ષ્મજ્ઞાનના અભાવે, સ્થૂળપદાર્થોનું જ વર્ણન કરનારા હોય છે, અને શ્રોતાઓ પણ ભાૈતિકપદાર્થોમા સ્વાત્મોન્નતિ માનનારા હોય છે, તેથી સૂક્ષ્મતત્ત્વજ્ઞાનને ગુરૂગમદ્વારા લેતા નથી, અને આપમતિથી છપાએલા ગ્રન્થો વાચવાથી પર પરા ચાલતો આવેલો અનુભવ, તથા પર પરાએ ચાલતુ આવેલુ ગુરૂગમજ્ઞાન છે તેનો નાશ થાય છે અ તરૂમા ખરેખરી લાગણી થયા વિના અને આત્મશ્રદ્ધા પ્રગટયા વિના, સ્વાત્મોન્નતિના શિખરે પહોચાતુ નથી કાળના માહાત્મ્યથી જૈનદર્શનની ઉન્નતિ વિશેષત દેખવામા આવતી નથી ભવ્યોએ સ્વપરપ્રકાશક એવુ જ્ઞાન પ્રથમ સ પાદન કરવુ જોઇએ સત્યસ્યાદ્વાદજ્ઞાન પ્રાપ્ત કરવાથી, ભાૈતિકપદાર્થમાં મમત્વયોગે થતી અહંતાનો નાશ થાય છે, અને અ તરૂ આત્મસ્વરૂપમા જ્ઞાનવડે સ્થિરતા થાય છે, પણ અજ્ઞાનથી તો ઉલટી અસ્થિરતા થાય છે. જેટલુ અજ્ઞાન, તેટલી અસ્થિરતા; જે જે અ શે આત્મજ્ઞાન, તે તે અ શે સ્થિરતા. જ્ઞાન હોય પણ બાહ્યોપાધિનો સ સર્ગ

હોય તો મનની ચંચળતા ઉદ્ભવે છે, માટે જ્ઞાન થતાં બ્હોપાધિનો ત્યાગ કરવાથી આત્મામાં સ્થિરતા અનુભવ ગોચર થાય છે. કોઇએ બાહ્યઉપાધિ ત્યાગી, પણ મમતા માન ઘટ્યું નહીં, અને સ્વાત્મભિમુખતા થઈ નહીં, તો તેનો બાહ્ય ત્યાગ અપ્રમાણ છે, બાહ્યત્યાગ પણ હિતકારક છે, અને અંતર્ત્યાગ તો વિશેષતઃ હિતકારક છે. બાહ્યાભ્યંતરત્યાગથી ત્યાગીપણું, આત્મસ્થિરતા પ્રગટાવી, સહજાનંદનો સ્વાદ ચખાડે છે, અને આત્મજ્ઞાનદશા પ્રગટતાં, અહંવૃત્તિનું જોર નાશ પામે છે, આત્મા તે આત્મા અને જડ તે જડ, એમ ભેદ જ્ઞાનથી, વિવેકદષ્ટિ પ્રગટતાં, સર્વવસ્તુનો સાક્ષીભૂત આત્મા લાગે છે.

હવે વિષયાદિકમાં રાગબુદ્ધિ, અહંવૃત્તિયોગે પ્રગટે છે,-તે દર્શાવે છેઃ—

दुहा.

अहंवृत्ति त्यां सहु घटे, विषयादिक सञ्चार;
क्षयता जोऽहंवृत्तिनी, लहिये भवजल पार. ९६
यथाप्रवृत्तिकरणथी, बाह्य शांतता होय;
अभवोने पण आवती, नहि ते धर्मी जोय. ९७
वार अनन्ती आवीयुं, प्रथम करण निर्धार;
समकित विन संसारमां, पुन पुनः अवतार. ९८

विन समकित शुं साधना, अन्तर्लक्ष्य न लेश ।
अन्तर्लक्ष्य विना कदि, घटे न धर्मी वेश ९९

જ્યા અહવૃત્તિ છે, ત્યા વિષયાદિક પ્રવૃત્તિ ઘટે છે જો અહવૃત્તિનો ક્ષય થાય, તો ભવજલપાર પામીએ. કહ્યુ છે કે —

श्लोक

यत्राहं वृत्तितातत्र, रागादीना समुद्भवः
अहंवृत्तेरपायेतु, मुक्तिरेव न संशयः १

પરમા અહત્વબુદ્ધિથી પોતાના શુદ્ધસ્વરૂપ પ્રતિ વળાતુ નથી, અને શુદ્ધસ્વરૂપાભિમુખતા વિના, ખરી શાતતા થતી નથી બાહ્યશાતતા તો યથાપ્રવૃત્તિકરણવાળાને પણ અનતીવાર આવે છે પણ તેથી સમ્યકત્વાદિ ધર્મની પ્રાપ્તિ થતી નથી કહ્યુ છે કે -

श्लोक

यथाप्रवृत्तितः शान्ति, र्बाह्या भवति देहिनाम्;
सा त्वभव्यैरपि प्राप्ता, तया धर्मी न कश्चन १

અનતીવાર યથાપ્રવૃત્તિકરણ પ્રાપ્ત થયુ, પણ સમ્યકત્વવિના સસારમા પુન પુન અવતાર ધારણ કરવા પડે છે. વળી હે જીવ!! સમજ કે સમકિતવિના ધર્મસાધના

નિષ્ફળ છે, અર્થાત્ ધર્મસાધના મોક્ષફળ અર્પનાર નથી. સમ્યક્ત્વવિના અન્તરાત્મસ્વરૂપનું લક્ષ્ય થતું નથી, અને ચિત્તવૃત્તિ બહિરાત્મભાવે રમે છે. સમ્યક્ત્વવિના અન્તર્ લક્ષ્ય થતું નથી, અને અન્તર આત્મસ્વરૂપનું લક્ષ્ય થયા વિના, આત્મધર્મીપણું ઘટતું નથી. અન્તર લક્ષ્ય થયા વિના ધર્મીપણું ઘટતું નથી, તે દર્શાવે છે.

દુહા।

चित्त न लाग्युं लक्ष्यमां, अन्यभावमां चित्त ॥
धर्मी नाम धरावतां, कबहु न होय पवित्र. ॥१००॥

આત્માની પરમાત્મદશા પ્રાપ્તવ્ય છે, આત્મ લક્ષ્યમાં ચિત્ત લાગ્યું નહીં અને અન્યભાવમાં ચિત્ત પરિણમે છે તો ચિત્તવડે આત્મોપયોગતા સેવાતી નથી, અને ચિત્તમાં પૌદ્ગલિકવસ્તુઓસંબંધી હજારો વિચારો પ્રવેશ કરે છે, અને નીકળે છે. અનેક વિષયના વ્યાપારને ચિત્ત કર્યા કરતું હોય, ક્ષણવારપણ સ્થિરતાથી, ચિત્ત આત્મામાં લીન થતું ન હોય, અનન્ય પ્રેમભક્તિભાવે જો મનોદ્વારા આત્માનું આરાધનપણું થતું ન હોય, તો ધર્મી એવું નામ ધરાવાથી પણ આત્મા પવિત્ર થતો નથી. મનઃ સંયમદ્વારા આત્મા પવિત્ર થાય છે. આસનવાળીને બેસો, આંખો મીચો, પણ મન જો દશ દિશાએ જ્યાં ત્યાં

ભટકયા કરે તો આત્માનુ સેવન ધ્યાન થઇ શકતુ નથી. ચિત્તશુદ્ધિ કર્યાવિના, મનુષ્ય ધર્માધિકારી થઇ શકતો નથી જેના પેટમા મળ હોય, તેને જુલાબ આપ્યાવિના, પેટ સ્વચ્છ થતુ નથી. તેમ હૃદયમાથી રાગ, દ્વેષ, ભય, ક્રોધ, લોભ, ઇર્ષ્યા, વૈર, કદાગ્રહ, કપટાદિક અશુદ્ધિ ગયા વિના, ચિત્તની શુદ્ધિ થતી નથી ચિત્તશુદ્ધિ વિના ધર્મક્રિયાઓ યથાર્થફ-ળને અર્પતી નથી સરોવરમાથી સેવાળ ખસ્યા વિના, સરોવ-રમા ચદ્રનુ પ્રતિબિબ પડતુ નથી દર્પણની કાલિમા, ગખ-વિના દૂર થતી નથી દર્પણ સ્વચ્છ થયા વિના દર્પણમા કોઇ વસ્તુનુ પ્રતિબિબ પડી શકતું નથી. તેમ ચિત્તની શુદ્ધિ થયા વિના, ચિત્તમા આત્માનુભવ સાક્ષાત્કાર થતો નથી. જેમ ક્ષેત્રની શુદ્ધિ કર્યા વિના, તેમા બરાબર ધાન્ય ઉગી નીકળતુ નથી, તેમ ચિત્તની શુદ્ધિ કર્યા વિના આત્મ-ધર્મમા પ્રવેશ થતો નથી. મૃત્તિકાની શુદ્ધિ કર્યા વિના ઘટ બનતો નથી. ધાતુની શુદ્ધિ કર્યા વિના જેમ માત્રા બનતી નથી, તેમ ચિત્તની શુદ્ધિ થયા વિના આત્મધર્મસાધનતા થઈ શકતી નથી પ્રથમ મન શુદ્ધિ કરવાની આવશ્યકતા છે. જ્ઞાન, વૈરાગ્ય, પ્રભુભક્તિ, ગુરૂભક્તિ, આત્મપ્રેમ, સત્સંગમ, સદ્ગુરૂ ઉપદેશ, વિગેરેથી મન શુદ્ધિ થાય છે. પશ્ચાત્ મનઃ સંયમ કરવાથી, ચિત્તની સ્થિરતા થાય છે, અને ચિત્તની સ્થિર-તાથી આત્મસ્વભાવમા રમણુતા થાય છે, અને જ્યારે આત્મા-

નેજ એક લક્ષ્ય લક્ષી ચિત્ત અત્યંત સ્થિર થઇ જાય છે, ત્યારે જ્ઞાનદર્શનચારિત્રગુણધારકઆત્માભિમુખતાને આત્મા વીર્યશક્તિથી સાધી શકે છે. એમ પ્રતિદિન મનની લીનતા આત્મસ્વરૂપમાં થવાથી, આત્મા, કર્મરૂપ પડદો ચીરીને સૂર્યની પેઠે કેવલજ્ઞાનવડે લોકાલોકનો પ્રકાશ કરે છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિથી આત્મા પરમાત્મતત્ત્વની સિદ્ધિ કરે છે. અષ્ટાંગયોગમાં પણ ચિત્તશુદ્ધિની આવશ્યકતા છે. મલીનજળમાં કતકનું ચૂર્ણ નાખ્યા વિના તથાં ગળ્યાવિના જલ જેમ સ્વચ્છ થતું નથી, તેમ મન પણ જ્ઞાનવૈરાગ્યરૂપ કતક-ચૂર્ણ તથા આત્મપ્રેમ વિવેકરૂપ ગરણીથી ગળ્યા વિના શુદ્ધ થતું નથી, માટે ચિત્ત આત્માના લક્ષ્યમાં લાગે તેવા ઉપાયોનું સેવન કરવું, તે વિના ધર્મીપણું શોભતું નથી. મનઃ સંયમ કરીને, આત્મામાં રમણ કરવું તેથી અનુભવ થાય છે, અને સમ્યગ્અનુભવજ્ઞાનથી આત્માની જાગૃતિ થાય છે, તો અહંવૃત્તિનો ક્ષણમાં નાશ થાય છે, અને સમ્યગ્જ્ઞાન વિના અનુભવજ્ઞાન થતું નથી, તે દર્શાવે છે.

दुहा ।

सम्यग् अनुभव प्राप्तिथी, अहंवृत्तिनो नाश;
सम्यग्ज्ञानी जो मळे, तो तत्त्वे विश्वास. १०१
दीर्घ विकटशित्रपन्थमां, स्थिर लक्ष्ये जो वृत्ति;
शक्तिभक्ति संयोगथी, अल्पकालमां मुक्ति. १०२

बहिरवहे नहि वृत्तियो, लक्ष्ये तस विश्राम;
अलखदशा तब जागशे, परमातमपद नाम. १०३

लगी न ताली आतमनी, ग्रह्यो न सद्गुरुसङ्ग;
तपजपकिरिया फोक सहु, भाखे भगवइ अग. १०४

ग्रहुं न ध्यान विवेकथी, चेतन तत्त्वस्वरूप;
तब तक भवभ्रमणा रहे, मिटे न भवभयधुप. १०५

સમ્યગ્ અનુભવજ્ઞાનની પ્રાપ્તિ થતા, રાગ દ્વેષમય અહંવૃત્તિનો નાશ થાય છે. સૂર્યની આગળ જેમ અધકાર ટકી શકતુ નથી, જેમ સિંહની આગળ હસ્તિવૃન્દ ટકી શકતુ નથી, તેમ સમ્યગ્ અનુભવજ્ઞાનની આગળ રાગ દ્વેષમય અહંવૃત્તિ ટકી શકતી નથી સમ્યગ્અનુભવ જ્ઞાનનુ અપૂવ મહાત્મ્ય છે, એની અપૂર્વશક્તિ છે સમ્યગ્ અનુભવજ્ઞાન અપાર મહોદધિ છે સમ્યગ્ અનુભવજ્ઞાનથી, તત્ત્વનો નિર્ણય હસ્તામલકવત્ છે સમ્યગ અનુભવજ્ઞાન છે, તે કેવલ જ્ઞાનનો લઘુભ્રાતા છે. અનુભવમા ખરૂ સુખ શાતિ તથા સ્થિરતા સમાઇ છે અનુભવજ્ઞાનનુ વર્ણન જીહ્વાથી કરવુ એ સાહસ છે અનુભવજ્ઞાન બીજાને કહી શકાતુ નથી, પણ એવા અનુભવી જ્ઞાનિયોની પાસે રહેતા તેમના વચનોથી અલૌકિક બોધ પ્રાપ્ત થઇ શકે છે સમ્યગ્જ્ઞાનિયોની પાસે રહેતા, તેમને સેવતા તેમના વચનામૃતથી, આત્મતત્ત્વમા વિશ્વાસ થાય છે, અને અમૂર્ત આત્મસ્વરૂપમા

લીનતા થતાં, અખંડ સુખની ધારા વહે છે. અનન્ય શરણ્ય આત્મસ્વરૂપમાં સદાકાળ મગ્ન રહેવાથી, આત્મા પોતાની પરમાત્મદશા પ્રાપ્ત કરી જન્મજરામરણનાં દુઃખથી રહિત થાય છે.

દીર્ઘવિકટ શિવપન્થમાં ચાલતાં, લક્ષ્યમાં સ્થિરવૃત્તિ હોય, અને આત્મશક્તિ તથા ભક્તિનો સંયોગ થાય તો અલ્પકાલમાં મુક્તિ થાય છે.

વૃત્તિયોનું વહન જો બાહ્યભાવમાં થાય નહીં, અને લક્ષ્યમાં વૃત્તિયો વિશ્રામ પામે, ત્યારે આત્માની અલખદશા જાગે છે. પરમાત્મપદમાં વાસ કરવાથી, બાહ્યવાસનો અંત આવે છે. જ્યાંસુધી આત્મસ્વરૂપમાં એકતન્મયતા થવી તેરૂપી તાળી જો લાગી નહીં, અને સદ્ગુરૂ સંગ કર્યો નહીં, ત્યાં સુધી મિથ્યાત્વ ભાવ હોવાથી, **ભગવતી સૂત્રમાં** મિથ્યા અજ્ઞાનીનું તપજપ ક્રિયા ફોક કહી છે. જ્યાંસુધી ચેતનતત્ત્વસ્વરૂપનું જ્ઞાન વિવેકથી ગ્રહણ કર્યું નહીં, ત્યાં સુધી ભવભ્રમણ રહે છે, અને સંસારનાં આધિવ્યાધિ ઉપાધિનાં દુઃખ ટળતાં નથી, અને શાન્તાવસ્થાથી થતા સુખનું ભાન હોતું નથી. જ્ઞાન પ્રગટતાં બાહ્ય ઉપાધિ સુખકર લાગતી નથી, અને અન્તરાત્મસ્વરૂપ વેદનમાં બાહ્યોપાધિ, અસ્થિરતા કરાવે છે. માટે જ્ઞાનિ પુરૂષોએ જ્ઞાનનું ફળ વિરતિ છે એમજાણીને સંયમપન્થ ગ્રહણ કરવો જોઇએ; તે દર્શાવે છે—

## दुहा

वाह्योपाधि त्यागीने, ग्रहवो संयमपन्थ;
पञ्चमहाव्रत धारतां, थइए महानिर्ग्रन्थ. १०६

ભાવાર્થ —સાસાગ્નિકરાગદ્વેષોત્પાદકબાહ્યોપાધિનો ત્યાગ કરી, સયમમાર્ગ ગ્રહણ કરવો યોગ્ય છે. પચમહાવ્રતને દ્રવ્યભાવથી ધારતા, ઉત્તમ નિર્ગ્રન્થ થઇએ, અને તેથી ભવાત થાય. બાહ્યોપાધિત્યાગ, એ શબ્દથી વ્યવહારચારિત્રમા કુ દુ બાદિકનો ત્યાગ મુખ્યતાએ ગ્રહણ કર્યો છે, અને બાહ્યોપાધિ ત્યાગતા મોહ માયાદિક અ તરૂઉપાધિ પણ નાશ પામે છે. બાહ્યોપાધિના ત્યાગની સાથેજ અ તરૂઉપાધિનો ત્યાગ એકદમ થઇ શકતો નથી. અ તરૂઉપાધિ નાશાર્થે બાહ્યોપાધિનો ત્યાગ કરવો શાસ્ત્રના કહ્યો છે અ તરૂઉપાધિનો નાશ બાહ્યોપાધિ ત્યાગવિના થઇ શકતો નથી, એ રાજમાર્ગ છે તીર્થંકરો,અનત થયા, તેઓએ બાહ્યોપાધિનો ત્યાગ પ્રથમ કર્યો તથા અનતતીર્થકરો ભાવિકાલે થશે, તે પણ ગ્રહસ્થાવાસરૂપ બાહ્યોપાધિનો ત્યાગ કરી અ તરૂઉપાધિનો નાશ કરી મુક્તિપદ પ્રાપ્ત કરશે બાહ્યોપાધિનાત્યાગથી વ્યવહારચારિત્ર કહેવાય છે. શ્રાવકઅવસ્થા કરતા, સૂત્રાનુસારે જોતાં, સાધુઅવસ્થા મોટી છે. તે દર્શાવે છે-

## दुहा

सर्षव सुरगिरि जेवडो, श्रावक यतिमां फेर;
करो न निन्दा साधुनी, करतां भव अन्धेर. १०७
गणियाछे परमेष्ठिमां, पञ्चमपद मुनिराय;
परमेश्वर मुनिरायने, नमतां शिवसुख थाय. १०८
लक्ष्य ग्रही शुद्धात्मनुं, साधे तत्त्वोपाय;
नमो नमो मुनिवर प्रभु, जन्मजरादुःख जाय. १०९
श्रावक बाह्योपाधिमां, वर्ते छे निशदिन;
विरतिछे तस देशथी, प्रायः परमां लीन. ११०
धर्मधुरंधर साधु छे, संप्रति पञ्चामकाल;
नमो नमो मुनिवरसदा; होवे मङ्गलमाल. १११

ક્યાં સરસવનો દાણો અને ક્યાં મેરૂ પર્વત ? એટલો શ્રાવક અને સાધુની દશામાં અંતર છે. શ્રાવક જ્યારે ગૃહસ્થાવાસમાં સ્ત્રીપુત્રાદિકમાં બંધાય છે; ત્યારે મુનિરાજે સ્ત્રીપુત્રાદિકનો ત્યાગ કર્યો છે. શ્રાવક પંચમહાવ્રતથી દૂર છે, અને મુનિરાજ પંચમહાવ્રત પાળે છે. શ્રાવક ઘરમાં બંધાયો છે, ત્યારે મુનિરાજ ગૃહનો ત્યાગ કરી અનગાર થયા છે.શ્રાવક વ્યાપાર વિગેરેની ઉપાધિમાં પડી રાગદ્વેષથી ચિત્તઅસ્થિરતા પ્રાપ્ત કરે છે, અને મુનિરાજ, વ્યાપાર વિગે-

રેની ખટપટો ત્યાગવાથી, રાગ અને દ્વેષના કારણોથી દૂર રહી, નિર્મળચિત્તથી વિચરે છે શ્રાવક, સ્ત્રીસાથે મૈથુન કરે છે, ત્યારે મુનિરાજ, દ્રવ્ય તથા ભાવથી મૈથુનનો ત્યાગ કરી વિષ્ટાની પેઠે તેના સામુ પણ જોતા નથી શ્રાવકને ગ્રહસ્થાવાસમા આહાર વિગેરેને પચાવવાના આરંભ કરવા પડે છે, ત્યારે મુનિરાજને તેમાનુ કશું હોતુ નથી જ્યાંથી નિર્દોષ આહાર મળ્યો, ત્યાથી લેઇ લે છે જ્ઞાનદર્શનચારિત્રથી આત્મગુણને સાધે, તેને સાધુ કહે છે. સાધુમુનિરાજ ચોરાશી ઉપમાથી વિરાજમાન હોય છે તેમા પ્રથમ સાત ઉપમા સર્પની આપે છે

૧—જેમ સર્પ પોતે બીલાદિક ઘર કરે નહી, અને ઉંદર વિગેરેનુ કરેલુ બિલાદિક હોય તેમા રહે છે, તેમ સાધુ પોતે ઘર કરે નહી, કરાવે નહિ, કરતાને અનુમોદે નહિ. ગૃહસ્થે પોતાને માટે કરાવેલુ ઘર હોય તે નિર્દોષ જાણી આજ્ઞા લેઈ, તેમાં રહે

૨—જેમ અગધનજાતિનો સર્પ વિષ વમીને પાછુ લેતો નથી; તેમ મુનિરાજે શબ્દાદિક ૫ ચેન્દ્રિયવિષયભોગ ત્યાગ્યા; તે પાછા ગ્રહણ કરે નહી.

૩—જેમ સર્પ બીલમા સીધો પ્રવેશ કરે, તેમ મુનિરાજ મોક્ષમાર્ગમા સિદ્ધા પ્રવર્તે.

૪—જેમ સર્પ બીલમાં પ્રવેશ કરતા, આઘોપાછો થાય નહીં

૩—જેમ પર્વતના આધારે બહુ પંખી પ્રમુખ જીવો શાતા પામે છે, તેમ મુનિવર્યના આધારે શિષ્ય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓ પણ તેમના વચનામૃતનું પાન કરી શાતા પામે છે.

૪—જેમ નદીનાં ઝરણાં વિગેરેથી પર્વત શોભાયમાન હોય છે; તેમ ક્ષમાશ્રમણ સપ્તભંગી, સાતનય, વિગેરેના ઉપદેશરૂપ નદીનાં ઝરણથી શોભાયમાન હોય છે.

૫—જેમ પર્વત, ઉંચપણે ઉંચો હોય છે, તેમ ભિક્ષુક જ્ઞાનદર્શનચારિત્રભાવનાથી ઉચ્ચ હોય છે.

૬—જેમ પર્વત, નિર્મલ સ્ફટિકરત્નાદિકથી શોભાયમાન હોય છે, તેમ સાધુ, ઉપશમ, ક્ષયોપશમ, તથા ક્ષાયિકભાવથી શોભાયમાન હોય છે.

૭—જેમ પર્વત દેવતાદિકને ક્રીડા કરવાનું સ્થાન હોય છે; તેમ મુનિવર્ય વિનેયશિષ્યાદિક ભવ્યજીવોને જ્ઞાનક્રીડા કરવાના સ્થાનભુત હોય છે.

મુનિરાજને સાત ઉપમા સમુદ્રની આપે છે.

૧—જેમ સમુદ્ર અતિ ગંભીર હોય, તેમ મુનિરાજ અતિ ગંભીર હોય. કોઇનો દોષ પ્રકાશે નહિ.

૨—જેમ સમુદ્રરત્નાકર હોય, તેમ મુનિવર્ય જ્ઞાનદર્શનચારિત્રરત્નના આકર હોય છે.

૩—જેમ સમુદ્ર મર્યાદા લોપે નહિ, તેમ મુનિવર્ય તીર્થં-

કરની આજ્ઞારૂપ મર્યાદા લોપે નહિ

૪—જેમ સમુદ્ર, ચારે તરફથી નદીઓ પોતાનામા આવે છે, તેથી જરા માત્ર ઉછળતો નથી, તેમ મુનિવર્ય, તીર્થંકરની વાણી શ્રવણ કરે, શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરે, ચાર પ્રકારના અનુયોગનું જ્ઞાન કરે, પણ કિંચિત્ માત્ર અહંકાર કરે નહિ

૫—જેમ સમુદ્ર જલવડે ઉછળે નહિ, તેમ મુનિવર્ય ક્રોધાદિકથી ઉછળે નહિ, ક્રોધાદિક થતા તેનો ઉપશમ કરે.

૬—જેમ સમુદ્ર કલ્લોલતરંગે સહિત હોય, તેમ મુનિવર્ય, સ્વપરજ્ઞાનકલ્લોલતરંગે સહિત હોય

૭—જેમ સમુદ્ર જલથી શીતલ હોય, તેમ મુનિવર્ય ક્ષમારૂપ જલથી શીતલ હોય

૭ સપ્ત ઉપમા આકાશની મુનિરાજને આપે છે

૧—જેમ આકાશ નિર્મળ ઉજ્વલ હોય છે, તેમ મુનિવર્યનો આત્મા નિર્મળ ઉજ્વલ હોય છે.

૧—જેમ આકાશ આલંબન રહિત હોય છે, અર્થાત્ પરના આધાર રહિત હોય છે, તેમ મુનિવર્ય, ગૃહસ્થાદિકના આધાર રહિત હોય છે. ગૃહસ્થના તાબામા મુનિરાજ રહે નહીં, ગૃહસ્થની નિશ્રાએ વર્તે નહિં,

૩—જેમ આકાશ પઞ્ચ દ્રવ્યનુ ભાજન હોય છે, તેમ મુ-

નિવર્ય પઞ્ચ મહાવ્રતના ભાજન હોય છે.

૪—જેમ આકાશ સૂર્યના આતાપથી સૂકાય નહીં, તેમ મુનિવર્ય પરિસહ ઉપસર્ગ ઉત્પન્ન થએ છતે જ્ઞાન વૈરાગ્યગુણુથી સૂકાય નહીં,

૫-જેમ આકાશ વર્ષાથી ભીંજાય નહિ, તેમ મુનિવર્ય પોતાની ગુણ-સ્તુતિ શ્રવણુ કરીને હર્ષથી ભીંજાય નહીં,

૬—જેમ આકાશ અરૂપી છે, તેમ મુનિવર્ય નિશ્ચયથી આત્માને અરૂપી જાણે.

૭—જેમ આકાશ અનંત છે, તેમ મુનિવર્ય જ્ઞાનાદિક ગુણુથી અનંત છે.

૭ સાત ઉપમા વૃક્ષની મુનિરાજને આપે છે.

૧—જેમ વૃક્ષ શીત ઉષ્ણુ સહે છે, તેમ મુનિવર્ય શીત ઉષ્ણુ પરિસહ સહન કરે છે.

૨—જેમ વૃક્ષ પુષ્પ ફલાદિક આપે છે, તેમ મુનિવર્ય શ્રુત ચારિત્રરૂપ પુષ્પ ફલાદિક આપે છે.

૩—જેમ વૃક્ષના આશ્રયથી પક્ષીઆદિ ઘણા જીવ સુખ શાતા પામે છે, તેમ મુનિવર્યથી પૃથ્વીકાયાદિક જીવો સુખશાતા પામે છે.

૪—જેમ વૃક્ષને કોઇ છેદે ભેદે તો, તે કોઇની પાસે કહે નહીં તેમ મુનિરાજની કોઇ હેલના કરે, નિન્દા કરે, ઉપસર્ગ

કરે તો પણ મુનિરાજ કોઇની આગળ કહે નહિ.

૫—જેમ વૃક્ષને કોઇ ચન્દનાદિક સુગંધી દ્રવ્યનું વિલેપન કરે, તો વૃક્ષ હર્ષાયમાન થાય નહીં, તેમ મુનિરાજને કોઇ ગુણસ્તુતિરૂપચન્દનાદિકનો લેપ લગાવે, તો પણ હર્ષાયમાન થાય નહીં.

૬—જેમ વૃક્ષ જલસિંચનરૂપ સેવાથી, પુષ્પ ફલાદિક આપે છે; તેમ મુનિરાજ પણ અભ્યુત્થાન, વિનય, ભક્તિ, બહુમાન ગુણ સ્તવનાદિક સેવા કરવાથી, શ્રુતશ્રવણ, જ્ઞાન, વિજ્ઞાન, પ્રત્યાખ્યાન, યાવત્ નિર્વાણરૂપ પુષ્પ ફલાદિક આપે છે.

૭—જેમ વૃક્ષ વેલાએ કરી વિંટાએલ હોય છે, તેમ મુનિવર્ય સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધસંઘથી વીંટાએલ હોય છે.

૭ સાત ઉપમા ભ્રમરાની મુનિરાજને આપે છે.

૧—જેમ ભ્રમર બગીચામાં પુષ્પાદિકમાંથી સુગંધન્ધરસ ગ્રહણ કરે છે, પણ પુષ્પને કીલામણા ઉપજાવતો નથી, ને પોતાના આત્માને સન્તોષે છે. તેમ ભ્રમરસમાન મુનિવર્ય તે બાગ સમાન ગ્રામનગરાદિક સંબંધી વૃક્ષસમાન જે ઘર, અને પુષ્પસમાન ગૃહસ્થ દાતારની પાસે જઇ, સુગંધ સમાન અશનાદિક ગ્રહણ કરે છે. પણ પુષ્પસમાન ગૃહસ્થ દાતારને કોઈજાતની કીલામણા ઉપજાવે નહિ,

અને આત્માને સંતોષે છે.

૨—જેમ ભ્રમર સુગંધ લેવાને માટે, પુષ્પઉપર બેસે છે. પણ પુષ્પની સાથે પ્રેમસ્નેહ પ્રતિબદ્ધતાને કરતો નથી, તેમ મુનિવર્ય આહારાદિક અર્થે ગૃહસ્થના ઘેર જાય છે, પણ તે ગૃહસ્થોની સાથે પ્રેમસ્નેહાદિક કોઈપણ જાતિના પ્રતિબદ્ધમાં લપટાતા નથી.

૩—જેમ ભ્રમર પુષ્પોના ઉપર ઝંકાર ગુંજારવ શબ્દ કરે છે, તેમ મુનિવર્ય ગ્રામાનુગ્રામ વિહાર કરી, જીવોને ભવ્ય મધુરધ્વનિથી સમકિતપૂર્વક સાધુ શ્રાવકધર્મસંબંધી દેશના દેછે, તેજ મુનિરાજનો ઝંકાર ગુંઝારવ શબ્દ જાણવો.

૪—જેમ ભ્રમર અશનાદિકનો સંગ્રહ કરે નહિ, તેમ મુનિરાજ અશનવસનાદિકનો સંગ્રહ કરે નહીં, અર્થાત્ મર્યાદા ઉપરાંત અધિક રાખે નહિ.

૫—જેમ ભ્રમર સુગંધને અર્થે પુષ્પઉપર બોલાવ્યા વિના જાય છે; તેમ મુનિવર્ય ગૌચરી જાય છે.

૬—જેમ માલાકારે બનાવેલી પુષ્પવાટિકામાં ભ્રમર સુગંધ લેવા જાય છે; તેમ મુનિરાજ ગૃહસ્થોએ પોતાને માટે બનાવેલા આહાર લેવા માટે જાય છે.

૭—જેમ ભ્રમર, કેતકી માલતી કેવડાદિક ઉપર વારંવાર જાય છે, તેમ મુનિરાજ ગ્રામનગરાદિકમાં ધર્મરાગવંત

ભવ્ય જીવો જ્યાં હોય છે ત્યાં વારંવાર જાય છે. જ્યાં ધર્મરાગી મનુષ્યો વિશેષ હોય, અને ગુરૂશ્રદ્ધાળુ જીવો હોય, ત્યાં મુનિરાજ વિશેષતઃ વિચરે છે અને તેમનાપર ઉપકાર કરે છે.

સાત ઉપમા પૃથ્વીની મુનિરાજને આપે છે.

૧—જેમ પૃથ્વી છે તે અગ્નિ, વાયુ, વનસ્પતિ, મનુષ્ય, તિર્યંચ, દેવાદિકકૃત્ય, લડાઇ, વહન, પચન,શોષણ વિગેરેને સહન કરે છે, વિષ્ઠાદિકને પણ સહન કરે છે; તેમ મુનીશ્વર બાવીશ પરિસહને સહન કરે છે.

૨—જેમ પૃથ્વી, ધન ધાન્યાદિક સહિત હોય છે, તેમ મુનીશ્વર જ્ઞાનદર્શન ચારિત્રાદિક ઋદ્ધિસહિત હોય છે.

૩—જેમ પૃથ્વી, અનેક પ્રકારની શાલિપ્રમુખ ધાન્યાદિકની ઉત્પત્તિ કરે છે, તેમ મુનિવર્ય પોતાની આત્મભૂમિમાં અનેક પ્રકારની જ્ઞાનદર્શનચારિત્રની વિશુદ્ધતારૂપ ગુણોની ઉત્પત્તિ કરે છે. અથવા મુનિરાજ હિતોપદેશ દેઇને, જીવોની હૃદયભૂમિમાં ન્યાયસમ્પન્નવિભવાદિક માર્ગાનુસારિના ગુણ, તથા સમકિતપૂર્વક દેશવિરતિ, સર્વ વિરતિ, પ્રમુખ આત્મગુણોની ઉત્પત્તિ કરે છે.

૪—જેમ પૃથ્વી શીતઉષ્ણ સ્પર્શ સહે છે; તેમ મુનિવર્ય શીતોષ્ણસ્પર્શ સહન કરે છે.

૫—જેમ પૃથ્વી, છેદાતી ભેદાતી કોઇ આગળ કહે નહિ;

તેમ મુનિરાજને કોઇ ઉપદ્રવ કરે, ઉપસર્ગ કરે; નિંદા-
હેલના કરે, તોપણ મુનિરાજ કોઇને કહે નહિં.

૬—જેમ પૃથ્વી કાદવ કચરાને સુકાવે છે, તેમ મુનિ, કામ-
ભોગરૂપ કાદવ કચરાને સૂકાવે છે.

૭—જેમ પૃથ્વી, વૃક્ષાદિકને આધારભૂત હોય છે, તેમ મુનિ-
વર્ય, આત્માર્થિં જીવોને આધારભૂત હોય છે.

સાત ઉપમા કમલની, મુનિરાજને આપે છે.

૧—કાદવમાંહિ ઉપજે છે અને જલમાં વૃદ્ધિપામે છે અને
કાદવ જલ બેને મૂકી ઉપર વર્તે છે, એટલે તેથી ઉંચું
રહે છે, તેમ મુનિવર્ય, કર્મરૂપ કાદવમાં ઉપજે છે, અને
ભોગરૂપ જલમાં વૃદ્ધિ પામે છે, અને તે કર્મભોગ
બેને મૂકી, ઉપર વર્તે છે, એટલે તે બન્નેને છોડી ન્યારા
વર્તે છે.

૨—જેમ કમલ, પોતાની વેલોને પોતાની સુગંધિથી વા-
સિત કરે છે. તેમ મુનિરાજ, જ્ઞપ્તિશ્રદ્ધાવિરતિસ્વ-
રૂપ પોતાની વેલોને, જ્ઞાનાદિક સુગંધિથી વાસિત કરે છે.

૩—જેમ કમલ, ચંદ્રથી તથા સૂર્યોદયથી વિકસ્વર થાય છે;
તેમ મુનિરાજ, આચાર્ય, ઉપાધ્યાય, બહુશ્રુત, ગુર્વા-
દિકના આગમનથી તથા તેમને દેખવાથી વિકસ્વર થાય
છે. આનંદ પામે છે, અથવા લઘુકર્મિં શ્રોતાદિક ભવ્ય
જીવને દેખીને પણ આનંદ પામે છે.

૪—જેમ કમલ પોતાની સુગંધથી સુગંધિત હોય છે; તેમ મુનિરાજ સ્વસ્વભાવરમણાદિક ગુણોથી સુગંધિત રહે છે,

૫—જેમ કમલ પોતાની કાન્તિથી દેદીપ્યમાન હોય છે, તેમ મુનિરાજ, જ્ઞાનધ્યાનરૂપકાન્તિથી દેદીપ્યમાન હોય છે.

૬—જેમ કમલ નિર્મલ ઉજ્વલ હોય છે, તેમ મુનિરાજ ધર્મધ્યાનવડે તથા શુક્લધ્યાનવડે નિર્મળ ઉજ્વલ હોય છે.

૭—જેમ કમલ સદા ચંદ્ર તથા સૂર્યના સન્મુખ રહે છે, તેમ મુનિરાજ આચાર્ય ઉપાધ્યાય સન્મુખ રહે છે.

શ્રી મુનીશ્વર મહારાજ રત્નત્રયીના સદાકાળ આરાધક હોવાથી તેઓ મોક્ષમાર્ગમાં પ્રથમપદે અધિકારી છે, અને તેમને પંચપરમેષ્ઠીમાં ગણ્યા છે. णमो लोए सव्वसाहूणं- લોકોની અંદર રહેલા જીનાજ્ઞાધારક પંચ મહાવ્રતધારી સર્વ મુનીશ્વરોને નમસ્કાર થાઓ, એમ પરમેષ્ઠિમંત્રમાં ઈશ્વરરૂપે સાધુ વર્ણવ્યા છે. એવા પરમેશ્વરરૂપ મુનિરાજની અધ્યાત્મ-દશાનું વર્ણન કરે છે. શુદ્ધ આત્મસ્વરૂપનું પ્રથમ જ્ઞાન કરી,પશ્ચાત્ તેનું લક્ષ્ય કરી. મુનિરાજ તત્ત્વસ્વરૂપ જે આત્મા, તેની પરમાત્મદશા થવાના ઉપાયો સાધે છે. એવા મુનિવરપ્રભુને નમસ્કાર કરતાં, જન્મજરામરણનાં દુઃખ નાશ પામે છે, શ્રાવક અને મુનિરાજની આ-

ત્મદશામાં આકાશ અને પાતાળ જેટલો ફેર છે. શ્રાવક, બાહ્યસંસારની ઉપાધિમાં નિશદિન વર્તે છે; એટલે શ્રાવકને ગૃહસ્થાવાસમાં ખાવા પીવાના આરંભની ઉપાધિ સદાકાળ લાગી રહેલી છે. પૃથ્વીકાયદિકના આરંભ કરી, અસંખ્ય પૃથ્વીકાયના જીવોનો નાશ કરતો વર્તે છે, પીવાને માટે પાણી, સ્નાન કરવાને માટે પાણી, વસ્ત્ર ધોવા માટે પાણી, કુટુંબને પીવા માટે પાણી, એમ દરરોજ અપ્કાયના અસંખ્ય જીવોનો નાશ કરે છે. શ્રાવક જલ ગળીને વાપરે છે, તેથી ત્રસજીવોની રક્ષા થાય છે, પણ તેથી અપ્કાયના જીવોની દયા રક્ષા થઇ શકતી નથી. વળી ગૃહસ્થાવાસમાં શ્રાવક અગ્નિકાયના તથા વાયુકાયના જીવોનો નાશ ઉપાધિયોગે કરે છે; તથા વનસ્પતિના જીવોનો નાશ પણ શ્રાવક કરે છે. વનસ્પતિના બે ભેદ છે. ૧ એક સાધારણ અને બીજી પ્રત્યેક. તેમાં એકશરીરમાં અનંતજીવો હોય છે, તેને સાધારણ કહે છે. જેમ કે, આદુ, મૂળા, ગાજરીયાં, શકરીયાં, બટાટા, સૂરણ, રતાળુ, પિંડાળુ, વિગેરે, કંદમૂળ વિગેરે સાધારણ વનસ્પતિમાં અનંતજીવો હોવાથી શ્રી વીરપ્રભુએ અભક્ષ્ય ગણી છે. જેને એક શરીરમાં એક જીવ હોય છે, તેને પ્રત્યેક વનસ્પતિ કહે છે. આંબા, લીંબડા, રાયણ, વિગેરે, પ્રત્યેકવનસ્પતિના પણ ઘણા ભેદ છે. તેની શ્રાવક હિંસા કરે છે. એમ સ્થૂલ પંચ સ્થાવર જી-

વોના નાશથી, શ્રાવક વિરમ્યો નથી. તેમ ત્રસ જીવોની પણ હિંસા શ્રાવક કરે છે: માટે શ્રાવકને તો સવાવસાની દયા શાસ્ત્રકારે કહી છે. તેમ હિંસા, જૂઠ, ચોરી, મૈથુનથી પણ શ્રાવક સર્વથા વિરામ પામ્યો નથી. પંચેંદ્રિયના વિષયભોગથી પણ શ્રાવક વિરામ પામ્યો નથી. આશ્રવના કારણોથી શ્રાવક દેશથકી વિરામ પામ્યો છે, પણ સર્વથકી વિરામ પામ્યો નથી. ઘણું કરી શ્રાવક પુદ્ગલ વસ્તુઓમાં લીન રહે છે. શ્રાવકને અનેક પ્રકારના વ્યાપારની ઉપાધિ કરવી પડે છે. અનેક પ્રકારનાં વ્યાપારનાં-હિંસક સાધનો શ્રાવકને સેવવાં પડે છે. ગૃહસ્થાવાસમાં સ્ત્રી, પુત્ર, ભાઈ, બેન વિગેરેના સંબંધથી પ્રભુભજન તથા જ્ઞાન ધ્યાન કરવાનો સમય પણ મળતો નથી. સંસારમાં ધર્મસાધનનાં કારણો વિશેષતઃ નથી. ज्ञानस्य फलं विरतिः જ્ઞાનનું ફળ વિરતિ છે. અલ્પવિરતિપણું શ્રાવક ધારણ કરી શકે છે. સંસારનો ત્યાગ કર્યાવિના સર્વથકી વિરતિપણું પ્રાપ્ત થતું નથી. તે માટે ચોવીશતીર્થંકરભગવાને ગૃહસ્થાવાસનો ત્યાગ કરી, સાધુપણું અંગીકાર કર્યું છે. ગૃહસ્થાવાસમાં છીંડી માર્ગે કદાપિ કોઈને કેવલજ્ઞાન થયું સાંભળીએ છીએ, પણ તે છીંડીમાર્ગ ગ્રહણ કરવાનો નથી. સાધુપદ ગ્રહણ કરવાથી કર્મક્ષય થાય છે. આ રાજમાર્ગનું સેવન કરવું જોઈએ. સાધુ થવા રૂપ વ્યવહારમાર્ગને છોડી મનઃકલ્પનાઓ

શ્રાવકપણું અંગીકાર કરી, સંતોષ માનવો નહીં. જેના મનમાં સાધુ થવાની ભાવના નથી, તે શ્રાવક નથી, ગૃહસ્થાવાસમાં વસતાં ભરત, મરૂદેવી માતા પ્રમુખને કેવલ જ્ઞાન થયું, એમ વાંચી ગૃહસ્થાવાસમાં વસવાનો સ્થિર વિચાર કરવો જોઇએ નહીં, વા એવો ઉપદેશ પણ આપવો યોગ્ય નથી. તે સંબંધી મહાજ્ઞાની ધર્મધુરંધર ઉપાધ્યાય શ્રી યશોવિજયજી કહે છે કે:—

चरित भणी बहुलोकमांजी, भरतादिकनां जेह;
लोपे शुभ व्यवहारनेजी, बोधि हणे निज तेह. सौ०
बहुदल दीसे जीवनांजी, व्यवहारे शिवयोग;
छींडी ताके पाधरोजी, छोडी पन्थ अयोग. सौ०

ઘણા મનુષ્યો લોકમાં ભરત, મરૂદેવા, પ્રમુખનાં ચરિત્ર કહીને, જે સાધુ થવા રૂપ તથા અન્ય જે શુભ વ્યવહાર તેને લોપે છે, તે સમકિતનો નાશ કરે છે. એકાન્તવાદી એમ કહે કે “ ભરત, મરૂદેવી માતા વિગેરેએ સાધુપદ ક્યાં અંગીકાર કર્યું હતું ? કેવળ આત્મશુદ્ધિથીજ કેવલજ્ઞાન પામ્યા, તો વ્યવહારનું શું કારણ છે. ” “ સાધુ થવાની કંઇ જરૂર નથી. આત્મશુદ્ધ સ્વભાવમાં રમણતા કરીશું, એટલે મુક્તિ થશે. ” એમ કહેનારા વ્યવહારમાર્ગનો નાશ કરે છે. કારણ કે ઘણા દળ અર્થાત્ અનેક મનુષ્યો, વ્યવહારથી શિવ

ચોગ્ય દિસે છે. તે માટે સાધુ થવા આદિ વ્યવહારે તે રાજમાર્ગ છે. એ પાધરો માર્ગ છંડીને, જે છીંડીનો એટલે ગલીકુંચીનો માર્ગ શોધે છે, તે જીવો અયોગ્ય જાણવા. ગૃહસ્થશ્રાવકપદ કરતાં સાધુપદ મોટું છે. માટે વ્યવહારને મૂકી, નિશ્ચયનય એકાંતે અંગીકાર કરી, જે જીવો સાધુમાર્ગનો નિષેધ કરે છે, વા સાધુ થયા વિના શ્રાવકઅવસ્થાથી એકાંતે મુક્તિની ઇચ્છા રાખે છે, તેઓ અયોગ્ય જાણવાં. श्री ओघनिर्युक्तिमां કહ્યું છે કેઃ—

गाथा.

निस्थय मवलंबंता, णिच्छयओ णिच्छयं अयाणंता;
णासंति चरणकरणं, बाहिरकरणाकसा. १ इति

વળી શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી કહે છે કેઃ—

तुरंग चढी जेम पामीएजी. वेगे पुरनो पन्थ;
मार्ग तेम शिवनो लहेजी, व्यवहारे निर्ग्रन्थ. सौ०

ઘોડા ઉપર ચઢીને જેમ વેગે પુર પામીએ, તેમ વ્યવહારે કરી નિર્ગ્રંથ, શિવપુરમાર્ગ લહે છે. માટે નિર્ગ્રંથ થવાની ઘણી આવશ્યકતા છે, ગૃહસ્થાવાસમાં કેવળજ્ઞાન ઉપજે છે, તોપણ રજોહરણ અને મુખવસ્ત્રિકારૂપ સાધુનો વેષ અંગીકાર કર્યા વિના, દેવતાઓ કેવલજ્ઞાનીને વાંદતા નથી. જ્યારે કેવલજ્ઞાની રજોહરણ અને મુખવસ્ત્રિકારૂપ

સાધુવેષ ધારણ કરે છે, ત્યારે દેવતા વિગેરે કેવળજ્ઞાનીને વંદન કરે છે. તેથી પણ સિદ્ધ થાય છે કે સાધુપણું અંગીકાર કરવાની આવશ્યકતા છે. સાધુ થવાની શ્રાવક, પ્રતિદિન ભાવના કરે, બોલવામાત્ર નહીં પણ અંતઃકરણથી સાધુ થવાનો શ્રાવક મનોરથ કરે. પંચમગુણઠાણું દેશવિરતિ શ્રાવકનું છે, અને છઠું ગુણઠાણું સર્વવિરતિ મુનિરાજનું છે, માટે શુદ્ધવ્યવહારના અભિલાષીજીવોએ સર્વવિરતિપદ અંગીકાર કરવું જોઈએ.

ધર્મનીધુરાના ધારણ કરનાર સર્વઉપાધિ ત્યાગ કરી પંચમહાવ્રત ધારણ કરનારા મુનીશ્વર જાણવા. સંપ્રતિપંચમકાળમાં સુવિહિતસાધુનું શરણ વિશેષતઃ ઉપકારી છે. એવા મુનિરાજનેપુનઃ પુનઃ નમસ્કાર થાઓ. તેમના સ્તવન ધ્યાન શરણથી મંગલમાલા પ્રગટે છે.

### दुहा.

शासन चाले साधुथी, श्रावक भक्त कहाय;
नमो नमो निर्ग्रंथने, नरपति सेवे पाय. ११२
पार्श्वमणि श्रीसद्‌गुरू, उपकारी शिरदार;
नमो नमो निर्ग्रंथने, धर्मदान दातार. ११३

જૈન વીતરાગશાસનના પ્રવર્તક સાધુ છે. આચાર્ય

ઉપાધ્યાય, સ્થવિર વિગેરે પણ સાધુપદમાં સમાય છે, અને શ્રાવક ભકત કહેવાય છે, અને ભકતોનો ઉદ્ધાર તો સ્વામિની આજ્ઞા માનવાથી થાય છે. ગુરૂરૂપસાધુમહારાજે બાહ્ય અને અભ્યંતર એ બે પ્રકારની ગ્રંથીનો ત્યાગ કર્યો છે, માટે તે નિર્ગ્રંથ કહેવાય છે, એવા નિર્ગ્રંથને પુનઃ પુનઃ નમસ્કાર થાઓ. નરપતિ, ચક્રવર્તિ અને સુરપતિ પણ, જેમના ચરણકમલ સેવે છે, એવા નિર્ગ્રંથને નમસ્કાર કરવાથી ચારિત્રમોહનીયનો નાશ થાય છે, અને આત્મા ચારિત્રસન્મુખતાને ભજે છે. જેણે સમકિતદાન આપ્યું છે, એવા સાધુરૂપસદ્‌ગુરૂપાર્શ્વમણિસમાન છે. જેમ પાર્શ્વમણિનો સંયોગ થતાં, લોહ સુવર્ણતાને પામે છે; તેમ સદ્‌ગુરૂ મુનિરાજની સંગતિથી, જીવરૂપલોહ તે પરમાત્મરૂપસુવર્ણતાને પામે છે. સર્વઉપકારીશિરોમણિ સદ્‌ગુરૂ મુનિરાજ છે. અન્નદાન, વસ્ત્રદાન, પ્રાણદાન, અનુકંપાદાન, ઉચિતદાન, સુપાત્રદાનાદિ સર્વ દાનોમાં સમકિતનું દાન તે મોટામાં મોટું છે. એવા સમકિતદાનદાતાર તથા ચારિત્રદાન દાતાર નિર્ગ્રંથને પુનઃ પુનઃ નમસ્કાર થાઓ. ધર્મદાન દાતાર સદ્‌ગુરૂનું જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે. સદ્‌ગુરૂનો વિનય કેવી રીતે કરવો, તે સંબંધી વિશેષ વર્ણન અસ્મદીયકૃત અનુભવપચિશી નામના ગ્રંથમાંથી જોઇ લેવું.

## दुहा.

समकितदाता सेवतां, नमतां पाप प्रणाश;
विनयभक्ते आराधतां, मुक्तिपुरीमां वास. ११४
शाश्वतपन्थ न ओळखे, विनयभक्तिथी हीन;
गुर्वाज्ञा विन प्राणिया, भमता दुःखिया दीन. ११५
गुर्वाज्ञाए धर्म छे, गुर्वाज्ञाए ध्यान;
नगुरा जननुं फोक छे, तप जप किरिया दान. ११६
खप जो शिवपुर मार्गनो, तो शिक्षा तव भव्य;
गुर्वाज्ञाए धर्म छे, संयम सहु कर्त्तव्य. ११७
जिनआणा गुरुआणमां, गिरुआ गुरु सदाय;
नमो नमो श्रीसद्गुरु, प्रेमे प्रणमो पाय. ११८
गुरुगमनाणदशा ग्रही, शाश्वतपन्थ चलाय;
शुद्धपरिणति, आतमनी, सहजपणे वर्ताय. ११९

શ્રી સમ્યક્ત્વદાતા સદ્‌ગુરૂરાજનું સેવન કરતાં, અને તેમને નમસ્કાર કરતાં, અનંતભવનાં પાપ નાશ પામે છે. શ્રી સદ્‌ગુરૂમુનીશ્વરનું વિનયભક્તિથી આરાધન કરતાં, આત્મા ચૈતન્યસ્વરૂપનો ભોક્તા થઇ, મોક્ષસ્થાનમાં વાસ કરે છે. રાજાની પદવી મળે. ચક્રવર્તિની પદવી પણ સુભાગ્યયોગે મનુષ્યને સંપ્રાપ્ત થાય છે, સુર તથા

સુરપતિની પદવી પણ પુણ્યદ્વારા સંપ્રાપ્ત થાય છે, પણ જગતમાં સદ્દગુરૂની પ્રાપ્તિ થવી મહા દુર્લભ છે. મોક્ષમાર્ગારાધક શ્રી સદ્દગુરૂની જે જે અંશે હૃદયમાં ભક્તિ છે, તે તે અંશે મનુષ્ય ધર્માધિકારી થઇ શકે છે. શ્રી શિષ્યની ઉપર ઉપરની હલદરના રંગ જેવી વિનયભક્તિથી શ્રી સદ્દગુરૂ સંતુષ્ટ થતા નથી. કિંતુ તેઓ ચોલમજીઠના જેવી વિનયભક્તિથી શિષ્યની યોગ્યતા સમજી સંતુષ્ટ થઇ તેને યથાક્રમતત્ત્વોપદેશે તત્ત્વમાર્ગમાં પ્રેરે છે. વિનય ભક્તિદ્વારા ભવ્યશિષ્યોએ સદ્દગુરૂની ઉપાસના કરી, મનની વિકલ્પસંકલ્પશ્રેણિને દૂર કરી, આત્મસાધક બનવું. બાવનાચંદનસમશીતલ વચનોથી શ્રી સદ્દગુરૂ, શિષ્યોનાં કષાયથી સંતપ્ત હૃદયને શાંત કરે છે. શ્રી સદ્દગુરૂવર્યના મુખદર્શનથી તથા તેમની તત્ત્વામૃતવાણીથી, શિષ્યોનાં પાપી હૃદય ગંગાજલની પેઠે નિર્મલ થાય છે. કેટલાક શ્રદ્ધાહીન અજ્ઞમનુષ્યોના મનમાં, શ્રી સદ્દગુરૂને તેમના મનુષ્યસ્વરૂપે દેખી, તથા પોતાનીપેઠે ખાતા પીતા દેખી તેમનાપર શ્રદ્ધા થતી નથી, તેમના મનમાં એવા વિચારો આવે છે કે શ્રી સદ્દગુરૂને આપણા જેવું શરીર હોય છે; પણ તેઓ અજ્ઞતાથી શ્રી સદ્દગુરૂની આત્મોન્નતિ સમજી શકતા નથી. અંધકારથી પ્રકાશદર્શન થતું નથી, તેમ અજ્ઞાનીથી જ્ઞાનિસદ્દગુરૂનું આભ્યંતરસ્વરૂપ સમજી શકાતું નથી.

તેથી તેઓ મોટી ભૂલ કરે છે. સમજુભવ્યશિષ્ય, શ્રી સદ્ગુરૂની આત્મનિષ્ઠા તથા આત્મધર્મસાધકવ્યવહારિક ધર્માચરણ દેખી, શ્રદ્ધાભકિતદ્વારા સદ્ગુરૂ ઉપાસના કરે છે, અને તેથી મુક્તિપદ પ્રાપ્ત કરી, અનંતશાશ્વતસુખમય બની કૃતકૃત્ય થાય છે.

વિનય તથા ભકિતથી હીન, નગુરા, શંકાશીલ, અજ્ઞશિષ્ય, સદ્ગુરૂઆજ્ઞા વિના શાશ્વતપન્થને ઓળખી શકતા નથી, અને હરાયા ઢોરની પેઠે જ્યાં ત્યાં ધર્મબુદ્ધિ ધારણ કરીને, ચોરાશી લક્ષજીવયોનિમાં દીન તથા દુઃખીયા થઇને પરિભ્રમણ કરે છે. માટે ભવ્યજીવોએ શ્રીસદ્ગુરૂની આજ્ઞા મસ્તકે ચઢાવવી. કારણ કે ગુરૂની આજ્ઞાએ ધર્મ છે. ગુરૂની આજ્ઞાએ ધ્યાનની સાફલ્યતા છે. જે નાસ્તિક અલ્પજ્ઞ કુળાચારથીજ માત્ર ધર્મ માનનારા લોકો છે, એવા નગુરાજનનું તપજપાદિ સર્વ અનુષ્ઠાન સફળ થતું નથી. હે ભવ્ય ! જરા માધ્યસ્થચિત્તથી બોધ શ્રવણ કરી, મનમાં વિચારીશ તો પૂર્વોકતવચનનું રહસ્ય હૃદયમાં ઉતરશે. હે શિષ્ય ! તને જો મોક્ષમાર્ગની ચાહના હોય તો ત્હને એક વજ્રલેખ સમાન ઉપાય બતાવું છું. તે આ છે કે—સંયમ તપ જપાદિધર્મ, ગુરૂની આજ્ઞાએ કરવાયોગ્ય છે. સદ્ગુરૂની આજ્ઞાએ સર્વ ધર્મક્રિયાની સાફલ્યતા સમજવી.

શ્રી જીનાજ્ઞાધારક સુવિહિત ધર્મક્રિયાકારક તથા પ્રવર્તક

ગીતાર્થ સદ્‌ગુરૂ મુનિરાજની આજ્ઞામાં, જીનેશ્વરની આજ્ઞા પણ સમાય છે. જેમકે લોર્ડ ગવર્નર જનરલની જેણે આજ્ઞા ઉત્થાપી, તેણે શહેનશાહની આજ્ઞા ઉથાપી, અને જેણે લોર્ડ ગવર્નર જનરલની આજ્ઞા માની, તેણે શહેનશાહની પણ આજ્ઞા માની. અર્થાત્ લોર્ડની આજ્ઞામાં શહેનશાહની આજ્ઞા સમાઇ ગઇ. શ્રી તીર્થંકર ભગવાને કહ્યું છે કે જે જે કાળે, દ્રવ્યક્ષેત્રાનુસારે, જીનાજ્ઞાપ્રતિપાલક સુવિહિતસૂરિ હોય તે તેતે દ્રવ્યક્ષેત્ર કાલાનુસારે, સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકાના હિતને અર્થે, કલ્યાણનેઅર્થે, ધર્માર્થે, શાસનોન્નતિઅર્થે જે જે આજ્ઞા કરે, તે મારી આજ્ઞાજ સમજવી. તેમ અનુભવમાં પણ આવે છે. તેમ શ્રી સદ્‌ગુરૂની આજ્ઞામાં પણ જીનાજ્ઞાનું પ્રતિપાલન આવી જાય છે. માટે ભવ્યશિષ્યોએ સ્વચ્છંદતાનો ત્યાગ કરી, ગુરૂઆજ્ઞામાં પ્રવર્તવું. ધર્મદાનથી સદ્‌ગુરૂ મહાન્ છે, માટે તેમની ભક્તિ બહુમાનમાં જેટલી ઓછાશ, તેટલી જ ધર્મન્યૂનતા તથા ભાગ્યહીનતા જાણવી. જંગમ કલ્પવૃક્ષ; કામકુંભ, ચિંતામણિ રત્નસદૃશ, ધર્મમૂર્તિ શ્રી સદ્‌ગુરૂને મન વચન અને કાયાથી પુનઃ પુનઃ નમસ્કાર થાઓ. પ્રેમથી તેમના ચરણ કમળને નમસ્કાર કરવો. પૂર્વોક્ત સદ્‌ગુરૂગમથી જ્ઞાનદશા ગ્રહણ કરીને, શાશ્વત મોક્ષમાર્ગમાં ગમન કરી શકાય છે. જ્ઞાનદર્શનચારિત્રરૂપ રત્નત્રયીની સાપેક્ષપણે સાધ્ય સિદ્ધિમાં પ્રવૃત્ત થએલ આત્મા, ઉપશમભાવ,

ક્ષયોપશમભાવ, અને ક્ષાયિકભાવની ઉપાસના કરતો છતો, આત્માની શુદ્ધપરિણતિને સહેજે ઉત્પન્ન કરે છે. આત્મિક શુદ્ધપરિણતિનો ઇચ્છક આત્માનંદિભવ્યપુરૂષ, પુદ્ગલાનંદને વિષ્ઠાનીપેઠે માને છે, તે માન પૂજા કીર્તિની વાસનાનો હૃદયમાં સ્થાન આપતો નથી. બાહ્ય પૌદ્ગલિક જડવસ્તુઓમાં ઇષ્ટાનિષ્ટ બુદ્ધિને પરિહરી, આત્મામાં સહજ સત્ય સુખમાની, તેને પ્રાપ્ત કરવા ધ્યાનાદિકનું સેવન કરે છે, આત્માનંદીને કોઈ પીડે વા કોપ નિંદા કરે, તોપણ તેના હૃદયમાં રતિ અરતિ ઉત્પન્ન થતી નથી; એવી તેની આત્મ દશા વર્તે છે. મનરૂપી સરોવરોમાં, વિકલ્પ સંકલ્પરૂપ તરંગો, ઉપાધિરૂપવાયુયોગે ઉદ્ભવે છે. જ્યારે ઉપાધિયોગે જે બાહ્યભાવ વર્તે છે, તેનો સાક્ષી અન્તરાત્મા વર્તે છે, અને તેમાં રાગદ્વેષથી પરિણમતો નથી, ત્યારે આત્મા નિર્મલમનનો થઇ શાંતપણે સહજ સ્વરૂપી આત્માનો અનુભવપ્રકાશ અંતરમાં અનુભવે છે. જ્યારે આત્મા, હૃદયરૂપ ક્ષેત્રમાંથી, જડભાવેચ્છારૂપવલ્લિને, મૂળથી ઉદાસીનતારૂપ કોદાળીથી, ઉખેડી નાખે છે, ત્યારે શોક વિયોગાદિ ફળોની પ્રાપ્તિ આત્માને થતી નથી. આત્મા, ધ્યાનવડે પોતાનું ધ્યાન કરતો અદ્ભૂત અનુભવદશાને પ્રગટ કરે છે. ભવ્યોએ આત્મશ્રદ્ધામાં સ્થિર થઇ,અન્તરના ઉપયોગથી સ્વસ્વરૂપની ઉપાસના કરવી.પોતાની આત્મિકશક્તિ પ્રગટાવવા યથાક્રમ ધર્માનુષ્ઠાનની સેવના પ્ર·

तिदिन क्यों करवी. हे भव्यो ! तमो यथाशक्ति प्राप्त ज्ञानद्वारा शुद्ध प्रवृत्ति करता रहो. तमारी शुद्ध प्रवृत्तिनुं स्वरूप अन्यजनो समजे नहीं, तेथी निंदा करे, दोष जुए, तेथी तमे तमारी शुद्ध प्रवृत्तिने निर्दोष ठरावया, दोषी निन्दक जनोनी आगळ कंइ पण प्रयत्न करशो नहीं. दुनिया दोरंगी छे, आज कोइनी आगळ तमारी शुद्ध प्रवृत्ति सिद्ध करी आपी तो वळी काल हजारो पुछशे, ते सर्व मनुष्योनी आगळ तमारी शुद्ध प्रवृत्तिनी साबीती करतां करतां थाकी जवाना, अने वळी तमे निर्दोष थवाने जे इच्छा धरावो छो, तेथीज जाणवानुं के हजी तमोए आत्माभिमुखता प्राप्त करी नथी. जो आत्माभिमुखता प्राप्त करी होय, तो भले कोई तमारी शुद्ध प्रवृत्तिने दोषवाळी कहे, तेथी तमारूं कंइ बगडवानुं नथी. दर्पणमां जे जे वस्तुओनां सारां अगर खोटां प्रतिबिंबो पडे छे, ते जेम दर्पणथी न्यारां छे, तेम कोइ आत्मसाधकपुरूषनी निंदा करे, अथवा स्तुति करे, तोपण तेथी आत्मसाधकने कंइ लागतुं नथी. तमो तमारी शुद्ध प्रवृत्तिअर्थे निःशंक रहो. तमने कोइ सारा अगर खोटा कहे, तोपण तमो जरा मात्र शब्दोच्चारण संबंधी लक्ष आपशो नहीं, तमारी शुद्ध प्रवृत्ति आपोआप सूर्यनी पेठे सर्वत्र प्रकाश करती भव्यजीवोना हृदयने आनंद अर्पशे. शुद्धप्रवृत्ति करनारा पुरूषोनी निंदा करे, एवा मनुष्योनी शुं ओछाश छे ? ना, नथी.

પોતાની નિર્દોષતા સિદ્ધ કરવા માટે અનેક પ્રકારનો પ્રયત્ન કરવો એ એકજાતની નબળાઇ છે. જેને સાંસારિક કીર્તિ વાસનાની ઇચ્છા છે, તેને એમ મનમાં આવે છે કે અરે મને દુનિયા શું કહેતી હશે ? દુનિયામાં મારી પ્રવૃત્તિ સારી શી રીતે ગણાય ? આત્માનંદિભવ્યજીવોને સાંસારિકવાસનાનો અરૂચિભાવ હોવાથી, તેઓ મનમાં જરામાત્ર પણ વિકલ્પ સંકલ્પને અવકાશ આપતા નથી. તમારે પોતાના આત્માની શુદ્ધ દશા પ્રગટ કરવી હોય તો બીજાના સારા અભિપ્રાય સંપાદન કરવાનું કાર્ય આજથી તત્કાળ છોડી દો. અન્ય પુરૂષો તમને સ્વાર્થી, લોભી, ધૂર્ત, કપટી, ધારે તોપણ તેમની દૃષ્ટિમાં સારા ગણાવાનું જરામાત્ર ઇચ્છશો નહીં. મણિને કોઇ મૂલ્યવાન્ કહે, તથા કોઇ અમૂલ્યવાન્ કહે, તોપણ મણિને તેમાંનું કશું લાગતું વળગતું નથી, તેમ આત્માર્થીપુરૂષને કોઇ સારો કહે, અગર કોઇ નઠારો કહે, તોપણ તેથી તેમના મનમાં હર્ષ શોક ઉત્પન્ન થતો નથી. સૂર્યને ઘુવડનું બાળક, અંધકારનો ગોળો કહે, તેથી કંઇ સૂર્યનો પ્રકાશ નાશ પામતો નથી. તેમ તમે હે ભવ્યો ! તમારી આત્મિકશુદ્ધપ્રવૃત્તિનેમાટે સમજજો. તમો કેવલજ્ઞાનીની દૃષ્ટિમાં શુદ્ધપ્રવૃત્તિવાળા છો, એમ જણાવવા ઇચ્છા કરો. તમોએ શ્રી સદ્ગુરૂ આજ્ઞાથી શુદ્ધપ્રવૃત્તિમાર્ગનો નિશ્ચય કર્યો હોય તે તરફ, જગત્‌ના અભિપ્રાય સંબંધી લક્ષ નહીં

દેતાં, આંખો મીંચી એકનિષ્ઠાથી પ્રવૃત્તિ કરજો. શુદ્ધ પ્રવૃત્તિ દ્વારા પરમાત્માવસ્થાની સિદ્ધિ કંઇ જગતના જીવોને રાજી રાખવાથી થતી નથી, માટે આયુષ્ય અને આસસામર્થ્યનો ઉપયોગ, આત્મશુદ્ધિ માટે પૂર્ણ ધૈર્યથી તથા ઉત્સાહથી કરો. જગતજીવોએ તો શ્રી તીર્થંકર જેવાને પણ નિર્દોષ કહ્યા નથી, તો તમો તો શા હિસાબમાં? આટલી વાત ધ્યાનમાં રાખો કે બીજા તમને કરોડાધિપતિ કહે, તેથી તમારા ઘરમાં કંઇ પચ્ચીસ રૂપૈયા પણ આવવાના નથી. તેમ અન્ય જગજ્જનો તમને સારા કહેશે તો તમારા આત્માની જેવી સ્થિતિ છે, તેથી કંઇ કિંચિત્ પણ વૃદ્ધિ પામવાની નથી, તો પછી મનુષ્યોને વ્યર્થ સંતોષ પમાડવા, તથા તમારા આત્માને વ્યર્થ સંતોષ પમાડવા, મનુષ્ય આયુનો દુરૂપયોગ કેમ કરવો? બીજાઓને મરજીમાં આવે તેમ બબડવા દો. તમારી શુદ્ધ પ્રવૃત્તિથી મંગલમાલા કંઠમાં આરોપાઇ છે, એમ નિશ્શંકરીત્યા સમજજો, આત્મિકશુદ્ધપરિણતિ ઇચ્છનારની યોગ્યતા સામાન્ય પ્રકારની નથી. તેને સોમણની તળાઇમાં શયન કરવાનું નથી. શુદ્ધપરિણતિની તીવ્રેચ્છા, અને તે દ્વારા ઉત્પન્ન થતો અસાધારણ પુરૂપાર્થ, એ બન્નેની અખંડ જાગૃતિથી શુદ્ધપરિણતિના સન્મુખ ગમન થશે. શુદ્ધપરિણતિમાટે સર્વપ્રકારની બાહ્યસુખેચ્છાઓ ત્યજી દેવાની જરૂર છે, ભસવું અને આટો ફાકવો એ બે કામ

સાથે બનતાં નથી, તેમ એક તરફ બાહ્યસુખેચ્છા અને એક તરફ શુદ્ધપરિણતિની પ્રાપ્તિ એ બે સાથે રહી શકે નહીં તેમ બે બની પણ શકે નહીં. નિષ્કામથી જે ભવ્યો શુદ્ધપરિણતિ પ્રાપ્તિઅર્થે પુરૂષાર્થ કરે છે, તેઓ તેની પ્રાપ્તિ અવશ્ય કરી શકે છે. શુદ્ધપરિણતિની પ્રાપ્તિ થવી મહા દુર્લભ છે, એમ સમજી તમારા પગ ઢીલા કરી નાંખશો નહીં. ઉદ્યમ અને ઉત્સાહથી અસાધ્યની પણ સિદ્ધિ થાયછે. ઘણા ગ્રન્થોમાં ટીંટોડી અને ટીંટોડાના ઉદ્યમની અને ઉત્સાહની કથા છે, તે શું તમો ભૂલી જાઓ છો ? ટીંપે ટીંપે સરોવર ભરાય, આ શું હિતશિક્ષા ભૂલી જાઓછો ? ભવ્યજીવો !! ઉદ્યમથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. માટે આત્મજ્ઞાનધ્યાનાદિક અર્થે ઉદ્યમ કરો. તમારા આત્માના જ્ઞાનવિના તમો સ્વદયાના પ્રતિપાલક થઇ શકતા નથી. શ્રી ઉપાધ્યાય પણ કહે છે કે—

जेह राखे परप्राणने, दया तास व्यवहारे;
निजदया विग कहो परदया, होवे कवण प्रकारे. शुद्ध०
लोकविग जेम नगर मेदिनी, जेम जीवविण काया;
फोक तेम ज्ञानविण परदया, जिसी नटतणी माया० शुद्ध०

જે કીડી મંકોડા આદિ પરજીવોના બાહ્યપ્રાણનું રક્ષણ કરવું તે વ્યવહાર દયા છે, અને તે પરદયા કહેવાય છે. પરદયા પણ દ્રવ્યથી અને ભાવથી છે. તેઓની બાહ્ય પ્રાણની

દયા તે દ્રવ્યથી પરદયા અને પરને ઉપદેશથી સમ્યકત્વાદિન પ્રાપ્તિ કરાવવી, તે ભાવથી પરદયા જાણવી. જ્ઞાનરૂપ આત્મદયાવિના પરદયા કેમ હોય ? અર્થાત્ ન હોય. કહ્યું છે કે.

## गाथा.

जइ आणणेण चत्तं, अत्तणयं नाणदंसणचरित्तं;
तइआ तस्स परेसु, अणुकंपा नथ्थि जीवेसु. १ ॥

એમ ઉપદેશમાલામાં કહ્યું છે. લોકવિના પૃથ્વી જેમ ઉજ્જડરૂપ ભાસે છે. અને જીવવિના જેમ કાયા ભાસે છે, સમ્યગ્જ્ઞાનરૂપઆત્મદયાવિના પરદયા તે જેમ નાટકીયાની બાજી ફોક, તેમ ફોક જાણવી. હે ભવ્યો ! પૂર્વોક્તવચનથી હૃદયમાં જણાયું હશે કે આત્મજ્ઞાનની આવશ્યકતા ઘણી છે. તમો સમજ્યાવિના કોને તારવા પ્રયત્ન કરશો ? જ્ઞાનવિના તમો ક્રિયા કોની કરશો ? આત્મજ્ઞાનની સંપ્રાપ્તિ કરવામાં જરામાત્ર આલસ્યનું સેવન કરવું યોગ્ય નથી. આત્મજ્ઞાન, તમને શુદ્ધપરિણતિનું સ્વરૂપ દીપકની પેઠે દેખાડશે, અને આત્મજ્ઞાનથી તમો વિવેકદૃષ્ટિની જાગૃતિ કરી શકશો, આત્મજ્ઞાનથી તમને આત્મશ્રદ્ધા થશે, અને તેથી તમો અખંડપ્રયત્નદ્વારા અનેક પરિસહને સહન કરીને આત્મસૂર્યને લાગેલા કર્મરૂપ વાદળરૂપ

પડદાને ક્ષણમાં ધ્યાનવડે ચીરી નાંખી અનંતજ્ઞાનપ્રકાશ સામર્થ્યને પ્રગટાવશો. તમો હુંપણાના તુચ્છ અભિમાનની સર્વ લાગણીઓમાં પ્રવર્તતી ચિત્તવૃત્તિને શાંત કરી, અચલ શ્રદ્ધાથી આત્મસ્વરૂપમાં રમણ કરજો. શરીરના અને શરીર સંબંધી અનેક ઇષ્ટ અનિષ્ટ સંયોગથી થતા અનેક વિચારનાં કોકડાંને ભૂલી જઇ, કેવલ આત્મસ્વરૂપનોજ વિચાર હૃદયમાં સ્મરણ કર્યા કરજો. બાહ્યભાવનું અહંવૃત્તિનું અભિમાન ભૂલાવી દેઇ, આત્મસ્વરૂપમાં એકાકાર થવાનો અભ્યાસ સેવ્યા કરશો. આવો સબલ આશ્રય પોતાની પાસે છતાં કયાં અન્યત્ર શોધવા પ્રયત્ન કરો છો ? સર્વતઃ કેવળ શુદ્ધઆત્મસ્વરૂપમાં અનન્યપ્રેમભાવથી નિષ્ઠા રાખો. તમે પોતાની શકિતનો પ્રાદુર્ભાવ સ્વયમેવ કરશો. આત્માની શુદ્ધપરિણતિ જાગૃત પામે એવા વિચારનો હૃદયમાં પ્રવેશ થવા દેશો. રાગના, દ્વેષના ઇર્ષ્યાના, અદેખાઇના, કપટના, સ્વાર્થના વિચારોને આજ દિન સુધી કરી તમે હૃદયને અપવિત્ર બનાવી દીધું છે. હવે તમો ખરાબવિચારને દૂર કરો. તમારા હૃદયને તમે પોતાની મેળે દુષ્ટવાસનાઓથી ભરી દીધું છે. તમારા એવા અપવિત્ર હૃદયમાં આત્મપ્રભુનો વાસ થવાની આશા નથી. સ્વ અને પરની દયારૂપ જલથી હૃદય મંદિરને સ્નાન કરાવી નિર્મલ કરો, અને વૈર ઝેર સ્વાર્થનો નાશ અને વૈરાગ્યરૂપ

સાણુથી તમારૂં હૃદય મંદિર સ્વચ્છ કરો. આમ કરવાથી હૃદયમંદિર સ્વચ્છ–પવિત્ર થતાં, તેમાં આત્મપ્રભુને વાસ કરવાની યોગ્યતા આવશે. सोऽहं सोऽहं એ અલખ જાપ દ્વારા આત્મપ્રભુનું સ્મરણ, સ્થિરચિત્તથી પ્રેમભાવી કરશો, તો તેથી આત્મપ્રભુનો હૃદયમંદિરમાં વાસ થશે. ભવ્યો ! ! સમજો કે જ્યાં સ્વચ્છ પવિત્ર સ્થાન હોય, ત્યાં ઉત્તમ જનને બેસવાનું મન થાય છે. જ્યાં સુધી હૃદયમંદિરમાં તૃષ્ણારૂપ ભંગિયેણુ અને ક્રોધરૂપ ભંગીનો વાસો હોય છે ત્યાં સુધી તેવા ખરાબ સ્થાનમાં આત્મપ્રભુ કે જે ત્રિભુવનજનસેવ્યસ્તુત્યપૂજ્ય છે, તે વાસ કરી શકે નહીં. ભવ્યો ! તમારા ગૃહમાં કોહેલું કૂતરૂ પેસેછે, તો તમે કેવા તાડુકીને લાકડીવડે તેને બહાર કાઢી મૂકોછો, કોહેલા કૂતરાને કાઢયા વિના તમને નિરાંત વળતી નથી. ભવ્યો ! તમો તેથી પણ વિશેષ ભૂલ કરો છો. તમારા હૃદયગૃહમાં વિષયવાસનારૂપ કોહેલું કૂતરૂં વસ્યા કરેછે, તેને આજદિનપર્યંત તમે નિરાંતે વસવા દેઇ, તમારૂં હૃદયગૃહ દુર્ગંધિમય કરી નાખ્યું છે. જો તમારા હૃદય મંદિરમાં અનંતશક્તિમય આત્મપ્રભુ સ્થાપવાની ઇચ્છા હોય તો વૈરાગ્યરૂપ લાકડીવડે વિષયવાસનારૂપ કોહેલા કૂતરાને જલદી કાઢી મૂકો, અને પાછું હૃદયમાં લાગજોઇ પ્રવેશે નહીં, તેની સ્મૃતિ રાખો. તમારૂં હૃદયમંદિર પવિત્ર દેખતાં, ધ્યાન ભક્તિથી આકર્ષાએલા આત્મપ્રભુ આપોઆપ બિરાજમાન થશે.

તમારા હૃદયમાં સ્વાર્થરૂપ રાફડો કરી, તેમાં કપટરૂપ કાળો નાગ વસેછે, તેને યુક્તિ પ્રયુક્તિથી દૂર કરજો, હૃદયમંદિર શુદ્ધ નહીં થાય ત્યાં સુધી તમે ગમે તેટલા પ્રયત્ન કરો, પણ કાર્ય-સિદ્ધિ થશે નહીં. તમારૂં હૃદયક્ષેત્ર જ્યાંસુધી અયોગ્યતા મલીનતા રૂપ ખારી માટીથી ખરાબ બન્યું છે, ત્યાં સુધી તેમાં આત્મશુદ્ધપરિણતિરૂપ ફલાર્થે, આત્મોપાસનારૂપ બીજ વાવશો, તો તે નકાસું જવાનું છે. ખારી માટીસમાન દુર્ગુણી હૃદયક્ષેત્રમાં વાવેલું આત્મોપાસનારૂપ બીજ નકાસું જશે. બાહિરથી અનેક પ્રકારનાં ટીલાં ટપકાં છાપ વિગેરે લગાવી માનીલો કે મારા હૃદયમંદિરમાં ભગવાન્ પધાર્યા, પણ આ તમારૂં માનવું મંડુકજટાવત્ તથા મનુષ્યશૃંગવત ફોક છે. જ્યાં સુધી તમો સ્વાર્થઅન્ધ છો, અને વેર ઝેર નિંદા વિશ્વાસઘાત વિગેરે અપકૃત્યોથી હૃદયમંદિરને ખરાબ દુર્ગંધી બનાવતા રહો છો, ત્યાં સુધી ઉપરનાં ટીલાં ટપકાં છાપ વિગેરે લાખો ચિન્હો લગાવો, મેરૂપર્વતની જેટલી ભસ્મ શરીરે ચોપડો, ફોનોગ્રાફયંત્રની પેઠે જડવત્ બની અનેક પ્રકારનું ગાન કરો, પણ તેથી આત્મપ્રભુ સંતુષ્ટ થશે નહીં, અને હૃદયમંદિરમાં વાસ કરશે નહીં, એમ નક્કી સમજજો, હાથીના દાંત ચાવવાના જૂદા અને દેખાડવાના જૂદા. એવી બેભાવવાળી કપટવૃત્તિને તમે હૃદયમાં વાસ કરવા દો છો, ત્યાંસુધી હૃદયમંદિરમાં

આત્મપ્રભુ વાસ કરવાના નથી. જ્ઞાનરૂપ દીપકથી હૃદયમંદિર પ્રકાશવાળું કરો, ભક્તિરૂપ છંટકાવ કરો, ધ્યાનરૂપ ગાદી તકીયા બીછાવી દો, સમતાનાં તોરણ બાંધો, ઉત્સાહ પ્રેમના વિજયવાવટા લટકાવી દો. સોઽહંનાં આમંત્રણપાટીયાં લગાવી દો, પછી જુઓ કે-તમારા હૃદયમંદિરમાં આત્મપ્રભુને પધરાવતાં કેટલીકવાર થાય છે ! જરા માત્ર પણ વાર થશે નહીં. અસંખ્યાતપ્રદેશરૂપ દ્વારિકાનગરી, અને આત્મરૂપકૃષ્ણ જાણો, અને શુદ્ધપરિણતિરૂપ રાધા જાણો. આવી રીતે આત્મરૂપકૃષ્ણ અને શુદ્ધ પરિણતિરૂપ રાધાની સાથે અસંખ્યાતપ્રદેશરૂપદ્વારિકા નગરીમાં ધ્યાનચક્ષુથી દેખો, અને નમન કરો. આત્મસ્વરૂપ કૃષ્ણપ્રભુને હૃદયમંદિરમાં સ્મૃતિપણે સ્થાપવાની યોગ્યતા સંપ્રાપ્ત કરશો, એટલે તમારી ભક્તિના આધીન આત્મસ્વરૂપ કૃષ્ણપ્રભુ અવશ્ય પધાર્યા વિના રહેશે નહીં. આત્મસ્વરૂપ રામ જાણો અભિમાનરૂપ રાવણ જાણો; અયોધ્યાસ્વરૂપઅસંખ્યપ્રદેશ જાણો, શુદ્ધપરિણતિરૂપ સીતા જાણો, જ્ઞાનસ્વરૂપ લક્ષ્મણ જાણો, તૃષ્ણારૂપ સમુદ્ર જાણો, અભિમાનરૂપ રાવણે શુદ્ધપરિણતિ સીતાને હરી, તૃષ્ણારૂપસમુદ્રનીમધ્યે અજ્ઞાનરૂપલંકાનગરીમાં પેઠો એમ સમજો. આત્મપ્રભુસ્વરૂપ રામ છે, તે જ્ઞાનરૂપ લક્ષ્મણ ભાઇની સાથે, સમતા, સંતોષ, ધૈર્યાદિ યોદ્ધાઓની સાથે,

લંકામાં પ્રવેશ કરી, અભિમાનરૂપ શત્રુને મારી, શુદ્ધ પરિણતિરૂપસીતાને પ્રાપ્ત કરી. હે ભવ્યો ! તમારો આત્મા રામ છે તે શુદ્ધપરિણતિરૂપ સીતાની સાથે હૃદયમંદિરમાં પ્રવેશ કરે, એવી યોગ્યતા પ્રાપ્ત કરો. તમારી નિર્મળ મનથી થતી શુદ્ધભક્તિ છે, તે આત્મસ્વરૂપ રામને જ્યાં હશે, ત્યાંથી ખેંચી લાવવાને સમર્થ છે, એમ નક્કી સમજો. તમારો આત્મારામ શરીરની અંદર વ્યાપી રહેલો છે, અસંખ્યાતપ્રદેશરૂપગૃહમાં આત્મસ્વરૂપરામ વસે છે. તેની હે ભવ્યો ! શુદ્ધ ભાવથી ઉપાસના કરો. તમારી ખરા અંતઃકરણથી થતી ઉપાસના, શુદ્ધપરિણતિનો પ્રાદુર્ભાવ કર્યોવિના રહેવાની નથી. સર્વબાહ્યના પદાર્થોમાં ચિત્તવૃત્તિના ભટકવાથી આત્મશક્તિનો પ્રકાશ થતો નથી, અને આત્મિકશુદ્ધપરિણતિના સન્મુખ ગમન થતું નથી— देहं पातयामि वा अर्थं साधयामि દેહને પાડું છું વા અર્થને સાધુ છું. આવી દૃઢ અંતરંગ પ્રતિજ્ઞા વિના, શુદ્ધ પરિણતિનો ઉપાસક આત્મા બની શકતો નથી. દૃઢ નિશ્ચયથી આત્મશુદ્ધતા સેવન કરો. દૃઢનિશ્ચયથી સર્વ કાર્ય સિદ્ધ કરવાનું સામર્થ્ય પ્રગટે છે. દૃઢનિશ્ચયવાળો ભવ્ય, મોડા વહેલો શુદ્ધ પરિણતિની પ્રાપ્તિ કરી શકે છે. આ દ્વાદશાઙ્ગ પોકારીને કહે છે કે આત્મામાં પરમાત્મસ્વરૂપ થવાની શક્તિ છે, માટે હવે તમે પોતાને સિદ્ધકોટિમાં

મૂકવા માટે ઉત્સાહવાન્ થાઓ. જે વસ્તુપર તમે દૃષ્ટિ સ્થાપો છો, તે વસ્તુને ધ્યેયરૂપ કરો છો. આજદિન પર્યંત શુભ વસ્તુમાં અને અશુભવસ્તુઓમાં ઇષ્ટાનિષ્ટબુદ્ધિથી, દૃષ્ટિ સ્થાપી તેને ધ્યેયરૂપે કરી પુણ્ય પાપનું ઉપાર્જન કરી; ચારગતિમાં તેનાં ફળો ભોગવ્યાં. હવે તેવી બાહ્ય ઇષ્ટાનિષ્ટ કલ્પેલી વસ્તુઓ ઉપર દૃષ્ટિ સ્થાપી ધ્યેયરૂપે કરવાનું પરિહરીને અન્તર્યામી અસંખ્યપ્રદેશીઆત્મ ઉપર દૃષ્ટિ સ્થાપી, તેના સ્વરૂપને ધ્યેયરૂપે કરો. ખરેખર ધ્યેય તથા ધ્યાતા અભેદરૂપ છે, પણ શ્રાવક અવસ્થામાં આવા ક્રમવિના યતિ સાધ્યસિદ્ધિ થતી નથી. આત્માને ધ્યેયરૂપ કરવાથી આત્મ સન્મુખ આવતા જાઓ છો. આ અધ્યાત્મશાસ્ત્રનો સિદ્ધાંત નિયમ છે. રોગી અવસ્થામાં–દુઃખી અવસ્થા પ્રાપ્ત થતાં, પણ તમો હું રોગી છું, હું દુઃખી છું, હું ગરીબ છું, એમ ભાવના કરશો નહીં. એવી ખરાબ ભાવના કરવાથી આત્મસ્વરૂપતાથી કરોડો ગાઉ દૂર જાઓ છો. એમ બહિરાત્મ ભાવના કરવાથી અનંત શક્તિવાળી આત્મસત્તાનો લોપ-કરી, બહિરાત્મભાવની દુઃખમય સત્તાને આગળ કરવામાં આવે છે. બહિરાત્મભાવની એવી તુચ્છ સત્તાને જે અવલંબે છે, તે અજ્ઞાની છે, કારણ કે જે બહિરાત્મપણું મિથ્યા છે. તેને તે આગળ કરે છે, માટે તે આત્માનો અશક્ત છે. સુખમય આત્મપ્રભુને હૃદયમંદિરમાં રાખવાને બદલે દુઃખ-

તેજ હૃદયસિંહાસન ઉપર બેસાડવાથી કદિ તે પુરૂષ સહજ શાશ્વતસુખનો ભોક્તા થઈ શકતો નથી. તેવો અજ્ઞ પુરૂષ ચિંતામણિરત્ન મૂકીને કાચનો કડકો ગ્રહણ કરે છે. વળી તે અમૃત મૂકીને વિષનું ગ્રહણ કરે છે. વળી તે કામધેનુ મૂકીને રાસભને ગ્રહે છે. વળી તે પરમેશ્વરનું પૂજન ત્યાગ કરી ભૂતપ્રેતનું પૂજન કરે છે. કારણકે, જ્ઞાન સુખ વિગેરે આત્માના ગુણો છે. રોગ, શોક, દુઃખ, એ આત્માના ગુણો નથી. આત્માના ગુણોનો ત્યાગ કરી, અન્યબહિરાત્મભાવના ધારણ કરે છે, તે અજ્ઞાની છે. તે પુદ્ગલાનંદી હોવાથી આત્મધર્મની ગંધપણ સમજતો નથી, એમ સમજી લેવું. શાતાવેદનીયના સંયોગોમાં અને અશાતાવેદનીયના સંયોગોમાં પણ, તે બે સંયોગોથી આત્માને ભિન્ન ધારીને અન્તરથી આત્માના સુખાદિગુણોની દૃઢનિશ્ચયધૈર્યથી ભાવના કરવી કે જેથી શુદ્ધપરિણતિની પ્રાપ્તિ થાય. હું શરીર છું; પ્રાણી છું, એમ તમારૂં ધારવું મિથ્યા છે, શરીર વા પ્રાણને ધારણ કરનાર વ્યવહારથી આત્મા કથાય છે, પણ નિશ્ચયથી જોતાં આત્મા ભિન્ન છે; અને શરીર પ્રાણ પણ ભિન્ન છે. હું અનંતજ્ઞાન દર્શનચારિત્રમય છું. એવી સતત ભાવના કરવી. આત્મા તેજ પરમાત્મસ્વરૂપ છે, એમ ધ્યાનથી અભેદપણું ચિંતવ્યા કરો કે જેથી અનંતસુખનો પ્રકાશ તમારા અનુભવમાં આવે. તમે શુદ્ધ પરિણતિ પ્રાપ્ત કરવાનો

પ્રયત્ન સેવ્યા કરો. ભવિતવ્યતાને આગળ કરી પ્રયત્ન ત્યાગશો નહીં. શુદ્ધ પ્રયત્ન કોઈપણ શુદ્ધ પરિણામને પમાડશે. શુદ્ધ પરિણતિનો પ્રયત્ન છે, તે શુદ્ધપરિણતિનેજ અર્પવાનો, માટે પ્રયત્ન કરો. હાથ જોડી બેસી રહેવાથી કદિ સારૂં પરિણામ આવનાર નથી. આત્મામાં રહેલા અનંતગુણોનો આવિર્ભાવ કરવાનો છે. માટે જ્યારે જ્યારે જે જે સમય નિવૃત્તિનો મળે, તે તે સમય આત્મસ્વરૂપનું ધ્યાન કરો. ધ્યાતા અને ધ્યેય ધ્યાનની ઐક્યતામાં લીન થાઓ. એકક્ષણ પણ આત્મભાવનાના પ્રયત્ન વિના નકામી જવા દેશો નહીં. કારણકે, એકક્ષણમાં પણ આત્માની ઉચ્ચદશા થઇ શકે છે. થોડા સમયનો પણ પ્રયત્નઆત્મમય થવામાં ઉત્તમ સાહાય્ય આપશે. પ્રયત્નમાં શ્રદ્ધા સેવવી, એ પ્રયત્નને અધિક શક્તિમય કરનાર છે, પ્રયત્ન પર શ્રદ્ધાનો ઓપ ચઢતાં, અધિક શક્તિ આત્મામાં ખીલે છે. આત્માનો ધ્યાન પ્રયત્ન સેવતાં, આત્મમય થશો, અને તેમ થતા અખંડ પ્રસન્નતાને પ્રગટપણે અનુભવજ્ઞાનથી અનુભવશો, અને સહજ સ્વરૂપે આત્માની શુદ્ધપરિણતિ પ્રગટ થતાં, નિરંજન નિરાકાર જ્યોતિઃ સ્વરૂપમય થશો.

दुहा ।

कर्मकलङ्क विनाशना, रमतां आतमस्वभाव;
आतमरांम पदांसिता, सोऽहंपदप्रभाव. १२१

सोऽहं सोऽहं ध्यानथी, होवे निर्मल हंस;
कृत्यकृत्यछे आतमनुं, करतां जगप्रशंस. १२२
काया माया वासना, भूली करवुं ध्यान;
अहंवृत्ति भूले यदा, तव पामे शिवठाण. १२३

આત્મિક શુદ્ધ સ્વભાવમાં સ્થિરોપયોગથી રમતાં કર્મ કલંકનો નાશ થાય છે. કરોડો મણનો કાષ્ટનો ઢગલો હોય પણ તેમાં એક અગ્નિનો કણીયો મૂકવાથી, સર્વ કાષ્ઠનો ઢગલો બળીને ભસ્મીભૂત થઈ જાય છે. તેમ અનંતભવનાં કર્મનાં દલિક, આત્માની સાથે લાગ્યાં છે, પણ શુદ્ધોપયોગના એક અંતર્મુહુર્ત ધ્યાનાગ્નિથી સર્વ કર્મ બળીને ભસ્મીભૂત થઇ જાય છે. सोऽहं એ અલખપદને પ્રાપ્ત કરાવે છે. सः એટલે જ્ઞાનદર્શન ચારિત્રમય પરમાત્મા જે સત્તાએ ઘટમાં વર્તે છે તેજ अहं-હું છું. આત્મામાં પરમાત્મશકિત તિરોભાવે રહી છે, તે વ્યકિતભાવે થાય, એટલે હું પરમાત્મા. ધ્યાનાગ્નિથી સ્વસ્વરૂપે થશે. પરમાત્માની સર્વ સત્તા મારામાં વર્તે છે, માટે હું પરમાત્મા છું. સત્તાનું સોહં એ શબ્દથી ધ્યાન કરતાં, શકિતભાવે સર્વ ગુણો આત્મામાં પ્રગટે છે. सोऽहं શબ્દનો મનદ્વારા જાપ કરવો. અન્તરમાં વૃત્તિરાખીને આત્મગુણનું સ્મરણ કરવું. એમ અહનિશ જાપ કરતાં, પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે. અરણિમાં ગુપ્તપણે રહેલી અગ્નિ મથનકરતાં

પ્રગટ થાય છે, તેમ શરીરમાં રહેલો ગુપ્ત આત્મા તેનું ધ્યાન કરતાં આવિર્ભાવે થાય છે. જો તમારે સોઽહં અક્ષરદ્વારા અનક્ષરનું ધ્યાન કરવું હોય તો પ્રથમ યમનિયમનું પ્રતિપાલન કરો તથા આસન દૃઢ કરો. આસન દૃઢ કરીને પ્રાણાયામ શરૂ કરો. રેચક, પૂરક અને કુંભક એ ત્રણ પ્રકારે પ્રાણાયામ છે. પ્રાણાયામથી પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન આ પંચ પ્રકારના વાયુની શુદ્ધિ તથા વશતા, થાય છે,

हृदि प्राणो गुदेऽपानः समानो नाभिमण्डले;
उदानः कण्ठदेशे स्यात्, व्यानः सर्वशरीरगः ॥ १

હૃદયમાં પ્રાણવાયુ રહે છે, ગુદામાં અપાનવાયુ રહે છે. નાભિમંડલમાં સમાનવાયુ રહે છે. કંઠદેશમાં ઉદાનવાયુ રહે છે, અને સર્વ શરીરમાં વ્યાનવાયુ રહે છે. વાયુને બહાર કાઢવો, તેને રેચક પ્રાણાયામ કહે છે. વાયુને નાસિકાદ્વારા નાભિઆદિ સ્થાનમાં પૂરવો તેને પૂરક કહે છે. વાયુને ઉદરમાં પુરી, સ્થિરકરવો, તેને કુંભક પ્રાણાયમ કહે છે. આ ત્રણ પ્રકારના પ્રાણાયામ કરવાથી મલની શુદ્ધિ તથા રક્તની શુદ્ધિ થાય છે. પ્રાણાયામની ક્રિયા ગુરૂગમપૂર્વક કરવી જોઈએ. શુદ્ધસ્થાન, એકાંતદેશ, સારી હવા, સારૂ બીછાનું, ચિંતારહિત શરીર, રોગરહિત અવસ્થા, એટલા વાનાંની અગત્યતા છે. ભોજન કર્યા બાદ તુરત પ્રાણાયામનીક્રિયા આરંભવી

નહીં, તેમજ મળમૂત્રની શંકા છતાં, પ્રાણાયામની ક્રિયા કરવી નહીં. સ્વસ્થ ચિત્તવાળા થઇ, તમે સારા આસન ઉપર બેસો, અને સિદ્ધાસન અથવા પદ્માસન વાળો. સિદ્ધા ટટાર બેસો. अर्हँ વા ૐ કાર વા ઈષ્ટગુરૂ દેવનું સ્મરણ પ્રારંભમાં કરો. પશ્ચાત્ એમ સંકલ્પ કરો કે-હું શરીરની શુદ્ધિ માટે પ્રાણાયામ કરૂં છું. પશ્ચાત્ પ્રાણાયામની ક્રિયા શરૂ કરવી. પ્રથમ ડાબી એટલે ઈડાથી ધીરે ધીરે ઉદરમાં પ્રાણવાયુ ભરવો, અને પશ્ચાત્ તેને સ્થિર કરવો, પશ્ચાત્ જમણી નાસિકાથી એટલે પિંગળાથી પ્રાણવાયુને હળવે હળવે બહાર કાઢવો. બે મીનીટનો કુંભક થાય, એટલે પ્રાણાયામની સિદ્ધિ થઇ ગણાશે, સવાર, સંધ્યા ને મધ્યાન્હ એમ ત્રણ કાલે એંશી એંશી પ્રાણાયામ કરો. આરંભમાં પ્રાણાયામ કેટલાક દિવસ કર્યા બાદ, સુષુમ્ણાનું ઉત્થાન થશે, અને સુષુમ્ણાના ઉત્થાનથી આત્મધ્યાન કરવાની યોગ્યતા સંપ્રાપ્ત થાય છે. બે માસ પર્યંત આમ પ્રાણાયામની ક્રિયા કરશો, એટલે તમારા મનની સ્થિરતામાં વૃદ્ધિ થશે. તથા શરીરમાં રહેલો પ્રાણવાયુબિલકુલ શુદ્ધ થઇ જશે. પ્રાણાયામની ક્રિયા કરનારને સૂચના કે, તેણે દુધ વિગેરે પદાર્થનું ભક્ષણ કરવું. કઠીન અને કઠોળ તથા પચે નહીં એવા પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ. દારૂ અને માંસનું ભક્ષણ કરનારને તો પ્રાણાયામની સિદ્ધિ થતી નથી. પ્રાણાયામની ક્રિયા કરનારાએ નિયમિત ભોજન

તથા જલ વાપરવું જોઇએ, યોગનાં પુસ્તકોનું વિશેષતઃ વાચન તથા શ્રવણ કરવું. સંસારની ઉપાધિયોથી શોક ચિંતા થાય તેમ પ્રવૃત્તિ કરવી નહીં. મનુષ્ય સંસર્ગ વાર્તાલાપ વિગેરે ઉપાધિસંયોગોથી બનતા પ્રયત્નથી દૂર રહેવું. બેમાસ પશ્ચાત્ કેવલકુંભકની ક્રિયા શરૂ કરવી. કેવલકુંભકથી ચિત્તની અપૂર્વ ઉત્સાહશક્તિ વૃદ્ધિ પામે છે. પૂર્વોક્ત પ્રાણાયામ કરતાં પણ કેવલકુંભકથી ચિત્તની સ્થિરતા વિશેષ થાય છે. શરીરની નીરોગતા વૃદ્ધિ પૂર્વક, વાત પિત્ત કફની સામ્યતા પ્રગટે છે. વળી કેવળકુંભકથી છાતીના રોગ, ક્ષયરોગ, શ્વાસરોગ, વિગેરેનો ક્ષય થાય છે. કેવળકુંભકની ક્રિયાથી મનને શ્રમ લાગે છે, અને તેથી મનમાં અનેક પ્રકારના વિચાર ઉઠતા બંધ થઇ જાય છે. કેવળકુંભકની ક્રિયાથી શરીર હલકું થાય છે, અને ચાલતાં શ્રમ લાગતો નથી. શરીરમાં આહારનું પાચન કેવળકુંભકની ક્રિયાથી સારી રીતે થાય છે, વળી કેવળકુંભકની ક્રિયાથી સ્વપ્નમાં વીર્યનું સ્ખલન થતું હોય છે, તે બંધ પડે છે, અને ઉર્ધ્વરેતાપણું પ્રાપ્ત થાય છે. કેવળકુંભકની ક્રિયા, ગુરૂની પાસે રહી કરવી. પોતાની મેળે ડહાપણ વાપરી કેવલકુંભકની ક્રિયામાં પ્રવૃત્ત થવું નહિ. કહ્યું છે કે-દેખાદેખી સાધે જોગ, પડે પિણ્ડ કે વાધે રોગ. હવે કેવળકુંભકની ક્રિયામાં પ્રાણાયામની પેઠે સર્વ વિધિ સાચવી શુભ આસન

ઉપર બેસી નાસિકાથી પ્રાણુવાયુ લેવો, બંધ કરવો. યથા-શક્તિ ઉદરમાં તથા છાતીમાં વાયુ રોકવો. પશ્ચાત્ ધીરે-ધીરે પ્રાણુવાયુને નાસિકાદ્વારા નીકળવા દેવો. આમ સવાર, મધ્યાન્હ, અને સંધ્યા તથા મધ્ય રાત્રી એમ એકેક વખતે વીશ વીશ એને તેથી ઉપર ત્રીશ ત્રીશ પ્રાણાયામ કરવા. ઘી તથા દુધ વિશેષ વાપરવું. બે માસ પર્યંત આ પ્રમાણે સતત ક્રિયા કરવાથી, કેવળકુંભકની સામાન્યતઃ સિદ્ધિ થઇ ગણાય છે. આ ક્રિયામાં તે પ્રસંગે શરીરાદિકને અનુસરી, જે જે ફેરફાર કરવા પડે તે ગુરૂ કરાવી શકે છે. લોમ તથા વિલોમ એમ બે પ્રકારના પ્રાણાયામ કહ્યા છે, તથા શ્રી હેમચંદ્ર વિરચિત યોગશાસ્ત્રમાં સાત પ્રકારના પ્રાણાયામ કહ્યા છે. યથા—

### શ્લોક.

प्राणायामो गतिच्छेदः, श्वासप्रश्वासयोर्मतः;
रेचकः पूरकश्चैव, कुंभकश्चेति स त्रिधा. १
प्रत्याहारस्ततः शांत, उत्तर श्चाधरस्तथा;
एभिर्भेदै श्चतुर्भिश्च, सप्तधा कीर्त्यते परैः २

રેચક, પુરક, કુંભક, પ્રત્યાહાર, શાંત, ઉત્તર, તથા અધર એ સાત પ્રકારના પ્રાણાયામ છે. રેચક પુરક વિગેરેનું ફળ દર્શાવે છે.

